નદી વહેતી જાય છે અને વડને નવી નવી કૂંપળો ફૂટતી જાય છે! સનાતનકાળ વૃદ્ધ પણ છે અને બાળક પણ છે એ ત્રિકાળજ્ઞાની પણ છે અને વિસ્મરણશીલ પણ છે

એ કાળ ભગવાનનું અને કાલાતીત પરમાત્માનું અખંડ ધ્યાન ધરનારા ઋષિમુનિઓ અને સંતમહાત્માઓ જેને કિનારે યુગેયુગ વસતા આવ્યા છે, તે આર્ય અનાર્ય સમસ્તની માતા નર્મદા ભૂત-ભવિષ્ય-વર્તમાનના માનવીઓનું કલ્યાણ કરે જય નર્મદે હર!

ઑગસ્ટ, ૧૯૫૫

## ૧૭

## સંધ્યારસ

ગૌરીશંકર* તળાવનું દર્શન ઓચિંતુ થાય છે આપણે બગીચામાં ગયા, ઝાડોની શોભા જોઈ, ચીની રકાબીના કકડાથી બનાવેલા નિર્જીવ હાથી, ઘોડા, સિંહનો રોફ જોઈ અને ઝાડો વચ્ચે લહેર કરતા સજીવ પક્ષીઓનો કલરવ સાંભળી, તળાવને કાંઠે આવીએ, પગથિયાં ચડવા માંડીએ, ઠંડા પવનની શાન્તિ અનુભવીએ, તોયે કલ્પના ન થાય કે તળાવ કેવું હશે 'છેલ્લે (એટલે ઉપલે) પગથિયે જઈ પગ દીધો' અને એકદમ જાણે આકાશ ચીરીને અપ્સરા પ્રગટ થઈ હોય તેમ સરોવરનાં નીર આપણી સામે સસ્મિત વદને જોઈ રહે છે ભલે તમે એકલા જ સરોવરને દર્શને જાઓ, ત્યાં તમે એકલા રહેવાના નથી આકાશના વાદળાં અને બધાં કરતાં વિશેષ ઉતાવળે દોડી આવેલી સંધ્યાતારકાને તમારી સાથે જ સરોવરની શોભા નિહાળતી તમે જોશો

સરોવરો હંમેશાં નીચાણમાં હોય ડુંગરની નીચે ઊતરીએ ત્યારે સરોવરનાં જળમાં પગ પખાળવા પામીએ પણ આ તો જાણે ગંધર્વ નગર, જાણે વાદળાં પીગળીને ટેકરીને માથે જમતાં હોય!

સામો કાંઠો દેખાય એવું સરોવર કોને ગમે? આટલાં પાણી ક્યાંથી આવે છે એવી અતૃપ્ત જિજ્ઞાસા જેની સાથે ન હોય તે શા

* સૌરાષ્ટ્રમાં આવેલા ભાવનગરનું બોર તળાવ

સૌદર્યમા કેની ગૂઢ ભાવ ક્યાથી જડવાનો ? રેસવે લાઇન પણ જો સાવ ગીધી હોય તો આપણને ગમે નહી ઊચાણ હોય, નીચાણ હોય, જમણી કે ડાબી બાજુ વાક વળાક હોય તો જ એ શોભે સરોવર એ કઈ ધોધ નથી કે ઊચાનીચાની ક્રીડા બતાવે ગૌરીશકર ચારે બાજુની ટેકરીઓથી ઘેરાયેલુ છે પણ એ ટેકરીઓ મરણિયા થયેલા વીરોની પેઠે ભીડ કરીને ઊભી નથી રહેતી, તેથી પાણીને આમતેમ બધી બાજુ ફેલાઈ જવાનો અવકાશ મળ્યો છે

સરોવરના બાધ ઉપરથી પશ્ચિમ તરફ જોતા એકદ અદ્ભુત નવનકથામા નવે રસ ગૂથેલા હોય તેમ જાતજાતના રગ પાણીમા ફેલાયેલા દેખાય છે પગ તળે આત્મહત્યાનો ઘેરો લીલો રગ જાણે ક્ષણે ક્ષણે આપણને અદર બોલાવતો હોય એવો દેખાય છે એમાં પણ બધે સરખાપણું નથી કોક ઠેકાણે મેદીના પાન જેટલો ઘેરો, તો કોક ઠેકાણે લિબોઈના પાન જેટલો ઊડો ખૂબ નિહાળીએ ત્યારે લાગે છે કે એ પાણીનો રગ નથી પણ પાણીમાં લપાયેલુ સ્વતત્ર ઝેર છે સહેજ આગળ જુઓ એટલે નિરાશામાથી આશા પ્રગટ થતી હોય તેવો બદામી રગ દેખાય છે રગ તો બદામી, પણ એમાં ધાતુનો ચળકાટ છે આગળ જઈ એ જ રગ થોડુક રૂપાન્તર પામી નારગી વર્ણે સધ્યાનુ ઉપસ્થાન કરતો દેખાય છે વાદળાંની જાબુડી છાયા જો વચમાં આડે ન આવી હોત, તો કોણ જાણે આ બાજુના નારગી અને પેલી બાજુના સોનેરી વચ્ચે કેવી શોભા ખીલત!

આપણું ધ્યાન સોનેરી રગ તરફ જાય એ પહેલા જ મદ મદ વહેતો પવન જલપૃષ્ઠ ઉપર સૂક્ષ્મ વિચિમાલા ઉત્પન્ન કરી આપણને કહે છે, 'સાભળો આ સમયોચિત સ્તોત્ર!' સામેની ટેકરીએ માથુ ઊચુ ન કર્યું હોત તો આ રસવતી પૃથ્વી ક્યા પૂરી થાય છે અને નિ:શબ્દ આકાશ ક્યા શરૂ થાય છે એ જાણવુ કોઈ પડિતને પણ અઘરુ થઈ પડત

ડાબી બાજુએ કાટછાટ કરેલી મેદીની વાડ છે સુઘડ વાડો જોવાનુ કોને ન ગમે? પણ શૃગાર સાધિકા મેદીનો શિરચ્છેદ મને જરૂર અસહ્ય લાગે છે જમણી બાજુ જાણે સૂર્યનું તેજ ફિક્કુ પડેલુ પણ

થીજેલું નહીં એવું સરોવર, અને ડાબી બાજુ નીચે ઘાડી પાતળી ઝાડી. આવા પરસ્પર ભિન્ન રસ વચ્ચે જનકની પેઠે યોગયુક્ત ચિત્તે અમે આગળ ચાલ્યા. ત્યાં આવ્યો નિરાધાર સેતુ. સંસ્કૃત કવિઓએ એને જોયો હોય તો એનું નામ શિક્યસેતુ જ પાડ્યું હોત. આવા સેતુની શોધ પહેલવહેલી હિમાલયના વનેચરોએ જ કરેલી હોવી જોઈએ. આ નિરાધાર પુલ આપણને હળવે પગે લઈ જાય છે પાણી વચ્ચે તપ કરતા ઋષિ જેવા એક બેટના જટાભારમાં. પુલની અધવચ પહોંચ્યા એટલે આતિથ્યશીલ જળ ચેતવે છે, 'સાચવીને ચાલો, સાચવીને ચાલો.' અને યોગ્ય તક જડતાં પાદપ્રક્ષાલન કરતાં પણ પાણી ચૂકે નહીં.

અને પેલો દ્વીપ? એ તો નીરવ શાન્તિની મૂર્તિ. ચંદ્રમા પાણીમાં આટલો ખડખડાટ હસે છે છતાં એનો પડઘો ક્યાંય સંભળાતો નથી. જાણે કુદરતને બીક લાગે છે કે રખેને ધ્યાની મુનિની શાંતિમાં ભંગ થાય. આ બેટમાં નથી રહેતા કોઈ સરપ કે નથી રહેતો કોઈ કાકીડો. પક્ષીઓ હોય તોયે અત્યારે પોતાના માળામાં નિશ્ચિંત સૂઈ ગયેલાં છે. આતિથેય મંડપ તળે અમે વિરાજમાન થયા. હવે તો પાણી ઉપર અજ્ઞાત અથવા ગૂઢ અંધકારની છાયા ફેલાવા લાગી હતી. અષ્ટમીનું ચાંદરણું તો સીધું સોંસરું ઊતરીને પાણીમાં ઊનરી જતું હતું. ફક્ત જાતિવૈરી સુર-અસુરના ગુરુઓ દીર્ઘવિગ્રહથી કંટાળીને કંઈક વિષ્ટિ કરવા માટે ભેગા થયા હોય તેમ પશ્ચિમે ચળકતા હતા. પ્રકાશ અને અંધકારની સંધિ કરવાનો સંધ્યાએ અનેક વાર પ્રયત્ન કર્યો છે. તેમાં જો તે કોઈ કાળે ફાવે તો જ સુર-અસુરો વચ્ચે કાયમનું સમાધાન થાય. જુઓ, બન્નેના ગુરુઓ પોતાની દિશા ફેરવી પોતાની સ્વભાવોચિત ગતિએ ચાલ્યા જાય છે, અને સંધ્યાકાળની રક્ત કાલિમા બન્નેને કશા પક્ષપાત વગર ઘેરી લે છે. હંમેશ વિગ્રહ જ ચલાવે તેનો અસ્ત થવાનો જ.

હવે પાણીએ પોતાનો રંગ બદલ્યો. અત્યાર સુધી જાણે ચાંદીના રસ્તાઓ બનાવ્યા ન હોય તેવા પટાઓ પાણીના પૃષ્ઠ પર વગર કારણે દેખાતા હતા તે હવે બંધ થયા. ખેલ બહુ થયો. હવે ગંભીરપણે વિચાર કરવો જોઈએ, એમ કંઈક લાગવાથી પાણીની મુખમુદ્રા

અંતર્મુખ થઈ છે ટેકરીઓ પ્રેતલોકના વાસનાદેહ વિચરતા હોય તેવી દેખાવા લાગી વિસ્તીર્ણ શાંતિ પણ કેટલી અસ્વસ્થ કરી શકે છે એનો ખ્યાલ અહીં પૂરેપૂરો આવે છે બધી ટેકરીઓ જાણે આપણો એક અવાજ સાભળવાની જ રાહ જોતી ન હોય! જરાક સાદ પાડીએ તો 'હા | હા ! એ આવીએ ! એ આવીએ !' એમ કહેતી દોડતી આવશે એ વિષે જરાયે શકા નથી રહેતી પણ એમને બોલાવવાની હિમત જ કેમ ચાલે? શુ આ ટેકરીઓ મધરાતે કોઈ જોતુ ન હોય ત્યારે કપડા ઉતારીને સરોવરમા નાહવા પડતી હશે? આજે તો નહી જ ઊતરે, કેમ કે દુર્વિનીત ચદ્રમા મધરાત સુધી એકી ટશે સરોવરમાં જોતો હશે અને મધરાત પહેલા જ શિશિરની ટાઢનુ સામ્રાજ્ય શરૂ થવાનુ પછી ઉષ:કાળ પડેલા માવસ્નાન કરવાની ઇચ્છા એમને થઈ જાય તો કોણ જાણે આના કાઈક પુણ્યસચય વગર ટેકરીઓને પણ આટલી સ્થિરતા શી રીતે મળે?

કોઈ પુન પરથી ચાલ્યુ પાણીમા ખળભળાટ સભળાય છે, અને એમાથી નીકળતા મોજાના કૂડાળા દૂર દૂર દોડે છે. લોકો પોતપોતાના ગામડામા રહેતા છતા, જેમ ખબરો એમની મારફતે દૂર દૂરની મુસાફરી કરે છે, તેમ પુલ પાસેનો ક્ષોભ આ રીતે કિનારા સુધી પહોચવાનો. શરીરમા એક ઠેકાણે વાગે તો આખા શરીરને જેમ એની ખબર પડે છે તેમ પાણીનુ પણ છે પાણીની શાતિનો ભગ થાય તો એને પરિણામે એના ઉદરમાં પ્રતિબિંબિત થયેલું આખું બ્રહ્માડ ડોલવા લાગે છે.

હવે તારાઓનો રાસ શરૂ થયો પાણીમા એનુ અનુકરણ ચાલતું દેખાય છે, પણ ભૂલોકનો તાલ જુદો.

ફેબ્રુઆરી, ૧૯૨૭

## ૧૮

# અંબા–અંબિકા

ભીષ્મ પિતામહે રાજા વિચિત્રવીર્ય માટે અંબા–અંબિકા એ રાજકન્યાઓ જીતી આણી કન્યાઓએ નિખાલસપણે કહ્યું 'અમારું મન બીજે મેર છે' વિચિત્રવીર્ય હવે એમને શી રીતે પરણે? અને જ્યાં એમનું મન મેર હતું તે રાજા પણ જિતાયેલી કન્યાઓને હવે શી રીતે સ્વીકારે? બિચારી કન્યાઓ કોઈ પતિને પામ્યા વગર જ ઝૂરી ઝૂરી મરી ગઈ

આબુના પહાડ ઉપરથી ઉનાળાના દિવસોમાં સરસ્વતી અને બનાસ એ બે નદીઓના દર્શન કર્યાં હતા એ બિચારી નદીઓ સમુદ્ર સુધી પહોંચવા પામી નથી ત્યાં કચ્છના રણમા જ તે ઝૂરી ઝૂરીને અનોર થઈ જાય છે અંબા–અંબિકાની પેઠે કૌમાર્ય, સૌભાગ્ય અને વૈધવ્ય એકે સ્થિતિ એમને માટે રહી નથી ગુજરાત અને રાજપૂતાનાના ઇતિહાસમા એ નદીઓને ગમે તેટલું મહત્ત્વ હોય તોયે રાજા કર્ણના બે આંસુ ઉપરાંત આપણે એમને શું આપી શકીએ?

૧ ૨૬ ૨૭

## ૧૯

# રેણુકાનો શાપ

રેણુકા એટલે રેતી એના શાપથી કઈ નદી સુકાઈ ન જાય? ગયાની નદી પણ એમ જ અંતઃસ્રોતા થઈ છે ને! પછી વઢવાણ પાસેની ભોગાવો પણ એવી કેમ ન થાય? કાઠિયાવાડમાં ભોગાવો ઘણી છે દરેકને શું કોઈ ને કોઈ રાણકદેવીનો શાપ નડયો હશે? શેત્રુંજી, ભાદર, મચ્છુ, આજી, રંગમતી, મેગળ — ચારે દિશામાં વહેનારી આ નદીઓમાંથી બારે માસ જેમાં પાણી વહે છે એવી કેટલી છે? ખરેખર ભારતવર્ષથી સૌરાષ્ટ્ર કાઠિયાવાડ અનેક રીતે જુદું પડે છે એનો આ ઠરાવ તે કેવડો! ચોટીલા કે બરડા, શેત્રુંજો કે ગિરનાર પાણી આપી આપીને

કેટલુ આપે? અને એમની દીકરીઓ પણ ખેચી ખેચીને કેટલુ પાણી આણે? નીનગિરિ અને સહ્યાદ્રિ, સાતપુડા અને વિન્ધ્યાદ્રિ, હિંદુકુશ અને હિમાલય, નાગા, ખાસી અને બ્રહ્મી યોમાઓ એવા સમર્થ પર્વત રાજાઓને જ બાદશાઓનો મુખ્ય કારભાર મળે છે એમની દીકરીઓ ગૌરવથી અનવરુદ્ધનિત થઈ ચાલે તેની આગળ બિચારી કાઠિયાવાડની નદીઓ શી વિસાતમા? વરસાદ આવ્યો કે વહેવા લાગી વરસાદ થોભ્યો કે વિમાસણમા પડી અને વિરમી ગઈ

દરેક નદીએ એકમે એકમે શહેરોને આશ્રય આપ્યો છે ભોગાવોને લીધે વઢવાણની શોભા છે રાણકદેવીનો શાપ ન હોત તો એ નદીનુ મુખ કેટલુ ઉજ્જ્વળ દેખાત! અત્યજોનો શાપ લઈ હવેના લોકો એની ભવિષ્યમા શી દશા કરવાના છે! શેત્રુંજીના વાક જોવા હોય તો એના વીરાના શિખર પરથી જોઈ લેવા કુંદન જેવુ ઘાસ ઊગ્યુ છે દૂર દૂર સુધી ગાલીચા જેવા ખેતરો પથરાયા છે, અને વચ્ચે થઈને શેત્રુંજી પોતાનો માર્ગ ધીમે ધીમે કાઢતી જાય છે શેત્રુંજીની એ ચાલ સસ્કારી અને ચિત્તાકર્ષક છે

અને મેગળનુ નામ શા પરથી પડ્યુ હશે? દેવધરામા મગરે કોઈ હાથીને પકડી રાખ્યો હશે તેથી? કે સમુદ્રની અને એની વચ્ચે આવનાર ઊચા વાળુપટ પર માથુ પછાડે છે તેથી? દરેક નદીને સમુદ્રને મળવાનો હક તો છે જ પણ બિચારી મેગળને વરસના આઠ મહિના ખંડિતાની પેઠે પોતાના પતિના દૂરથી જ દર્શન કરવા પડે છે ચોમાસામા જ્યારે સમુદ્રથી પણ નથી રહેવાતુ ત્યારે જ એ બેનો સગમ થાય છે ચોરવાડના લોકોને એ સગમ પર જ સ્મશાન ગોઠવવાનુ શુ સૂઝ્યુ છે? અથવા એમાં પણ ઔચિત્ય નથી એમ કેમ કહેવાય? સ્મશાન એ પણ ઇહલોક અને પરલોકનો સગમ જ છે ને!

જેને લીધે કાઠિયાવાડ મગરૂર છે તે તો એની ભાદર જ ભાદરનુ મૂળ નામ શુ? ભાદ્રપદી કે ભદ્રાવતી? બહાદુર તો ન જ હોય આ નદીની પ્રતિષ્ઠા ભારે છે જેતપુર, નવાગઢ અને નવીબદર જેવા સ્થાનો એને કાંઠે ઊભેલા છે નવીબદર જ્યારે વસ્યુ હશે ત્યારે એને 'નવી' નામ આપનાર પુરુષોના હૈયામા કેટલા આકાક્ષા અને ઉત્સાહ

હશે? પોરબંદર કરતાયે એ શ્રેષ્ઠ થનાનુ, મોટા મોટા વહાણો દૂર દેશનો માલ દેશની અંદર પહોચાડવાના દૈવ અનુકૂળ હોત તો ભાદરને ટેમ્સ નદીની પ્રતિષ્ઠા ન મળત? પણ નદીની પ્રતિષ્ઠા એના પુત્રોના પુરુષાર્થને લીધે હોય છે, અત્યારે તો ભાદરને હિંદુસ્તાનની પશ્ચિમવાહિની નદીઓનું અગ્રેસરત્વ છે એ જ બહુ છે

રંગમતી, આજી અને મચ્છુ ગમે તેટલી પરોપકારી હોય, અને તેઓ નવાનગર, રાજકોટ અને મોરબીના વૈભવો અખંડ નિહાળતી હોય તોયે એમને સાગર છોડી નાનકડા અખાતને જ વરવુ પડે છે

કાઠિયાવાડની આ બધી નદીઓએ દેશી રાજ્યોની ખટપટો અને પ્રપંચો જૂના કાળથી જોયા હશે પણ કાઠિયાવાડના ભિન્ન ભિન્ન વિભાગની વિશિષ્ટ રીતભાતનુ દર્શન જો તેઓ આપણને કરાવે તો તે કથા રોચક થાય ખરી

સૌરાષ્ટ્રની નદીનું પાણી પીનાર કોઈ પુત્રનુ એ કામ છે કે એ નદીઓ પાસેથી તેમનો પોતપોતાનો અનુભવ બોલાવે

૧૯૨૬-૨૭

## ૨૦

## ઉંચળીનો ધોધ

આવ સુકાઈ ગયેલા જોગના ધોધના આ વખતના દર્શનની ગમગીની ધોઈ કાઢવા માટે બીજુ એકાદ કંઈક ભવ્ય અને પ્રસન્ન દૃશ્ય જોવાની જરૂર હતી જ. કારવાર જિલ્લાના સર્વસંગ્રહ — ગૅઝેટિયર — ના પાના ફેરવતા શોધ થઈ કે, જોગથી સહેજ ઊતરતો ઉંચળી કરીને એક મજાનો ધોધ શિરસીથી બહુ દૂર નથી લશિંગ્ટન કરીને એક કલેક્ટરે સને ૧૮૪૫મા એ ધોધની શોધ કરી હતી! જાણે તે પહેલાં કોઈ માણસે એ ધોધ જોયો જ નહી હોય! અંગ્રેજની આખે એ ચડ્યો એટલે એને દુનિયામા સ્થાન મળ્યુ!

આ ઉંચળી ક્યા છે, ત્યા ક્યાંથી જવાય, કેમ જવાય? અમારા કાર્યક્રમમા એ ધોધ બેસે એમ છે કે નહી એની તપાસ મે

ચલાવી શ્રી શકરરાવ ગુનનાડીએ જોયુ કે, હવે ઉચ્ચળીનો કાર્યક્રમ ગોઠ યા વગર શાતિ કે સ્વાસ્થ્ય મળવાના નથી અને તેઓ મારા કરતા ઓછા ઉત્સાહી થોડા જ હતા? એમણે કહ્યુ કે, જ્યારે વીજળી પેદા કરવાની દૃષ્ટિએ કારવાર જિલ્લાના ધોધોની તપાસ — 'સરવે' થઈ ત્યારે એજિનિયર લોકોએ ઉચ્ચળીના ધોધને પહેલે સ્થાને મૂકયો હતો, ગેરસપ્પાના એટલે કે જોગના ધોધને બીજે નબરે મૂકયો હતો, માગોડનો ત્રીજો અને સૂપા પાસે છે એ ચોથો

સમુદ્ર સાથે કારવાર જિલ્લાની દોસ્તી બાધી આપનાર ચાર મુખ્ય નદીઓ છે — કાળી નદી, ગગાવળી, અઘનાશિની અને શરાવતી આમાની શરાવતી અથવા બાલનદી હોન્નાવર પાસે સમુદ્રને મળે છે દસ વરસ પહેલા જ્યારે જોગનો ધોધ બીજી વાર જોયો હતો ત્યારે આ જ શરાવતી નદી ઉપર હોડીમા બેસી હોન્નાવરથી અમે ઉપવાણે ગયા હતા શરાવતીનો કાઠો એટલે વનશ્રીની ઉજાણી

આ વખતે જ્યારે હુબળીથી અકોલા ને કારવાર અમે ગયા ત્યારે આરએન ઘાટમાથી નાગમોડી રસ્તો કાઢતી ગગાવળીને અમે જોઈ હતી અને અકોલાથી ગોકર્ણ જતા એના પૃષ્ઠ ભાગ ઉપર નૌકાક્રીડા પણ કરી હતી કાળી નદીના દર્શન તો મે નાનપણમા જ કારવારમા કર્યા હતા પચાસ વરસ પહેલાના એ સસ્મરણો દસ વરસ પહેલા તાજા પણ કર્યા હતા અને આ ફેરે પણ કારવાર જતાવેત કાળી નદીના બે વાર દર્શન કર્યા હતા પણ એટલેથી સતોષ ન થયો, તેથી કારવારથી હળગા સુધીની ૧૦ માઈલની મુસાફરીની જાઆવ હોડીમા કરી લીધી

ચોથી નદી તે અઘનાશિની એનુ નામ જ કેટલુ પાવન! એ નદી ગોકર્ણની દક્ષિણે તદડી બદર પાસે આડીઅવળી ખૂબ ખૂબ ફેલાય છે, પણ સમુદ્રમા પહોચવા માટે માત્ર એને એક નાનકડો જ માર્ગ મળે છે આ અઘનાશિની સમુદ્રને મળવા માટે ઉતાવળ કરી સહ્યાદ્રિના પહાડ પરથી જ્યા ભૂસકો મારે છે, તે જ ઉચ્ચળીના ધોધ તરીકે ઓળખાય છે

અમે સિદ્દાપુરથી શિરસીનો રસ્તો લીધો. પણ શિરસી સુધી જવાને બદલે એક રસ્તો પશ્ચિમ તરફ ફંટાતો હતો, એ લઈને અમે નીલકુંદ સુધી પહોંચ્યા. ત્યાં ગોપાળ મડગાંવકરના કાકા રહેતા હતા. ઠીક પ્રતિષ્ઠિત જમીનદાર. એમની સ્વાગતાનો સ્વીકાર કરી અમે ઉંચળ્ળીની શોધમાં ઊપડ્યા. નીલકુંદથી હોસતોટ (=નવો બગીચો) જવાપણું હતું. લશ્કરી 'જીપ'ની સગવડ મળેલી હોવાથી જંગલી રસ્તો પાર કેમ કરાશે એ ચિંતા લગભગ ઓસરી ગઈ હતી. આ હોસતોટથી હોન્નેકોંબ (=સોનાનું શિંગડું) તરફ જવાનો રસ્તો અમારે લેવાનો હતો. પણ એ રસ્તે મોટર તો શું, બળદગાડી કે પાલખી પણ ન જઈ શકે. એ તો વાઘનો રસ્તો કહેવાય. માણસ પણ વાઘ જેવો થઈને જ એવે રસ્તે જાય. અમે અમારી જીપને એક ઝાડની છાયામાં આરામ કરવા મૂકી દીધી, અને अथातो धोध-जिज्ञासा કહી જંગલમાંથી રસ્તો કાઢવાની શરૂઆત કરી. હોસતોટથી એક સ્થાનિક જુવાન હાથમાં મોટો 'કોયતો' લઈ રસ્તો બતાવવા અમારી આગળ ચાલ્યો. એ બિચારાને ધીમે ચાલવાની ટેવ નહીં, અને સૃષ્ટિસૌન્દર્ય નિહાળવાની લત નહીં! એ તો આગળ ને આગળ ચાલ્યો. અમને એનો બહુ જ ઓછો ઉપયોગ થયો. અમે થોડુંક આગળ ચાલ્યા. ચડ્યા અને ઊતર્યા — ચડ્યા અને ઊતર્યા — ત્યાં જંગલ ઘનદાટ થવા લાગ્યું. થોડા વખત પછી એ ઘનઘોર થયું.

*So steep the path, the foot was fain,*
Assistance from the hand to gain.

અમારી મુખ્ય મુશ્કેલી પગ તરફની કેડીની હતી. ત્યાં એટલાં બધાં સુકાયેલાં પાંદડાં ભેગાં થયાં હતાં કે પગ ન લપસે તો આશ્ચર્ય! મહેર માલિકની કે એ પાંદડાંમાંથી સરસર કરીને કોઈ સરપ ન નીકળ્યો. નહીં તો અમારી ઉંચળ્ળી ત્યાંની ત્યાં જ રહી જાત. જ્યાં આકરો ઉતાર હોય ત્યાં લાકડી વતી પાંદડાં ખસેડી કોઈ મજબૂત પથરો કે ઝાડનું ચવડ મૂળિયું મળે છે કે કેમ એ જોવું પડતું.

બપોરના બાર વાગ્યાનો વખત હતો. પણ ઝાડોની 'સ્નિગ્ધ-છાયા'ની અંદર તડકો આવે ત્યારે ને? અમે ચાલીને ગરમ ન થયા હોત તો ટાઢ જ

વાત! થોડાક આગળ જઈએ અને એકબીજાને પૂછીએ, 'આપણે કેટલું આવ્યા હઈશું? હવે કેટલું બાકી છે?' બધા જ અજ્ઞાન. પણ સિદ્ધાપુરથી એક આયુર્વેદિક ડૉક્ટર કૅમેરા લઈને અમારી સાથે આવ્યા હતા. એ ભાઈ એક વરસ પહેલાં બીજે ક્યાંકથી ઉંચળી ગયા હતા. તેટલા જૂના અનુભવ પરથી એ અમને બાકીનો રસ્તો કેટલો છે એનો અડસટ્ટો કહેતા હતા! વચમાં વચમાં અમારો નામમાત્રનો રસ્તો પણ બંધ થતો. આગળ ક્યાંથી જવાનું એનો અંદાજ જ કરવો પડતો. પણ ખરી મુશ્કેલી રસ્તો બંધ થવાથી નથી ઊભી થતી; પણ જ્યારે એક કેડી ફંટાઈને સામે બે કેડી થઈ જાય, અને સાચી બાજુ કઈ એ બતાવનાર કોઈ ન હોય અને આંધળો અંદાજ કરનાર એક સાથીના અભિપ્રાય સાથે આપણો એટલો જ આધળો અંદાજ મળતો ન હોય, ત્યારે ખરી મૂંઝવણ પેદા થાય છે. અને છેવટે યદ્ ભાવિ તદ્ ભવતુ 'જે થવાનું હશે તે થાઓ' એમ કરીને નસીબને ભરોસે એકાદ કેડી પકડવી પડે છે.

એક જણે કહ્યું કે દૂરથી ધોધનો અવાજ સંભળાય છે. મારા કાન બહુ તીક્ષ્ણ નથી. એકે ક્યારનું રાજીનામુ આપ્યું છે અને બીજો કાન કામ પૂરતું જ સાંભળે છે. પણ કલ્પનાશક્તિ વિષે એમ ન કહી શકું. મેં કાન અને કલ્પના બંનેને જોરે સાંભળવાનો પ્રયત્ન કર્યો પણ જેને ધોધનો અવાજ કહી શકાય એવું કશું જ સંભળાયું નહીં. ક્યાંક મધમાખો બણબણતી હોત તોપણ હું કહેત કે 'હા હા, ધોધ સંભળાય છે ખરો.' અગવડવાળી મુસાફરીમાં સાથ આપનાર સાથે ઝટ સહમત થવાના યાત્રાધર્મમાં હું પૂર્ણપણે માનું છું! પણ અહીં હું લાચાર હતો.

એક તરફ જંગલની ભીષણ સુંદરતા હું માણતો હતો અને બીજી તરફ ચિ. સરોજના કેટલા બેહાલ થતા હશે એ ચિંતાથી એની તરફ

શકારપદ થયુ, ત્યારે પણ સરોજ કહે, 'મારો ઉત્સાહ ઓછો નથી થયો, પણ બીજાને અગવડરૂપ થાઉ છુ એ ખ્યાલથી જ નામીપાસ થાઉ છુ. આટલો ઉતાર પાછો ચડવાનો છે એનો પણ ખ્યાલ રાખવાનો છે' મે કહ્યુ, 'એક વાર ઉચ્ચળીના દર્શન થયા પછી પાછા જવાનુ કોઈ ને કોઈ રીતે થશે જ આપણે પૂરતો આરામ લેતા લેતા જઈશુ અહી સુધી આવ્યાં છીએ, અને હવે ધોધનો અવાજ પણ સભળાય છે એને આગળ વધ્યા વગર છૂટકો નથી'

અમારા માર્ગદર્શકે નીચે જઈને ફૂક કરી ડોકાઈ કહ્યુ, 'એણે પાણી જોયુ લાગે છે' અમારો ઉત્સાહ વધ્યો અમે ફરી ઊતર્યાં અને નવુ ઊતર્યાં આગળ ગયા, પછી જમણી બાજુએ ગયા અને આખરે—જેને માટે આખો તનસતી હતી તે ધોધનુ માથુ નજરે પડ્યુ!

એક સાકડી ખીણની આ બાજુ અમે હતા અને સામી બાજુએથી અઘનાશિનીના પાણી, જે અમે સવારથી કરેલી ટ્રપની મુસાફરીમા ત્રણ ચાર વાર ઓળગ્યા હતા, તે અહી એક મોટા પથરાના ત્રાસા પડ પરથી નીચે પહોચવાની તૈયારી કરતા હતા ગીત જેમ તબૂરાના તાન સાથે જ સભળાય તેમ જ ધોધના દર્શન ધમધમના નગારાના સાથની સાથે જ કરાય

ઉચ્ચળીનો ધોધ જોગના રાજા ધોધની પેઠે એક ભૂસકે નીચે નથી પહોચતો સતારની પાતળી ઊધનો દરેક કકરો જેમ આપણે અર્ધ જાગ્રત સ્થિતિમા માણીએ છીએ, તેમ જ અઘનાશિનીના પાણી પગથિયે પગથિયે કૂદીને ધોળા રગનો અનેક ભાતવાળો પડદો બનાવે છે આટલા ધોળા પાણીમા જગતનુ કાળામાં કાળુ પાપ પણ સહેજે ધોવાઈ જાય

સૂપડામા ધાન મૂકી સૂપડુ ત્રાસુ ત્રાસુ હલાવાય છે ત્યારે જેમ દાણા નાચતા નાચતા જમણી બાજુના ખૂણા તરફ દોડે છે અને સાથે સાથે આગળ પણ જાય છે, તેમ જ અહીના પાણી પહાડના પથરા પરથી ઊતરતા ત્રાસા પણ દોડે છે અને ફીણના નમૂનો કરતા ભૂસકો પણ મારે છે એક ઠેકાણે પાણીએ અવતાર કર્યો કે તરત ફરી ત્યા અગરખાના ઘેરાવાની પેઠે કે ધોતિયાની કચ્છીની પેઠે એ ફેલાવા લાગે છે અને અનુકૂળ દિશા મેળવી ફરી ભૂસકો મારે છે

હવે તો આ પાણી આમ કેવા નખરા કરવાના છે અને અંતે ક્યાં સુધી પહોંચવાના છે એ જાણ્યા વગર છૂટકો જ ન હતો અમારામાંથી કેટલાક આગળ ચાલ્યા ફરી ઊતરો, હજી ઊતરો, ઝાડની લચકવાળી ડાળો પકડીને ઊતરો એમ કરતાં કરતાં આખા ધોધનો અખંડ સાક્ષાત્કાર કરાવતા એક મોટા પથરાને માથે પહોંચ્યા એ કરાડને માથે ઊભા રહી સામી કરાડ પરથી અવતરતા પાણીના પદક્રમ નિહાળવા એ જીવનનો અનેરો લહાવો હતો અમે મીટ માંડીને પાણીને નિહાળતા હતા, પણ પાણી કાંઈ અમને નિહાળવા જેટલાં નવરાં ન હતાં એ હતાં પોતાની મસ્તીમાં ચૂર કપૂરના ચૂરામાં જે ધોળા રંગનો ઉત્કર્ષ હોય છે તે જ આ જીવનાવતારમાં હતો

ભગવાન સૂર્યનારાયણ માથા પરથી અમને પોતાના આશીર્વાદ આપતા હતા પરસેવાના ટીપાંના રેલા અમારા લમણા પરથી ગમે તેટલા ઊતરે તોયે તે સામેના ધોધ આગળ કોઈનું ધ્યાન થોડું જ ખેંચી શકે? સૂર્યનારાયણના આશીર્વાદ ઝીલવાની શક્તિ જેમ ઉચ્છળીના ધોધમાં હતી તેમ મારામાં ન હતી પાણી ચગડીને ધોળા રેશમની કે સાટીન ની શોભા બતાવવા લાગ્યાં A moving tapestry of white satin and silver filigree

કટકમાં ચાંદીમાંથી ઝીણા ઝીણા તારો ખેંચી કાઢી એના અત્યંત નાજુક અને અત્યંત મોહક ઘરેણાં બનાવે છે તારના પીંપળ પાન કમળો, કરંડકો — અનેક પ્રકાર મેં ઓરિસ્સામાં ઘરાઈને જોયા છે અને કહ્યું છે, 'આ ઘરેણાંએ કટકનું નામ સાર્થક કર્યું ખરું'

કુદરતને હાથે ઘડાતાં અને ક્ષણે ક્ષણે બદલાતાં રૂપાનાં રૂપાળાં અને જીવતાં ઘરેણાં અહીં ફરી વાર જોઈ કટકનું સ્મરણ થયું સોનાના ઢાંકણાથી સત્યનું રૂપ ઢંકાતું હશે, પણ રૂપાના આ જીવંત તાર-કામથી કુદરતનું સત્ય અદ્ભુત રીતે પ્રગટ થતું હતું 'હવે આ સત્યનું શું કરું? કઈ રીતે એને પી જાઉં? એને ક્યાં સંઘરું? શી રીતે ઊંચકીને લઈ જાઉં?' એવી મીઠી મૂંઝવણ હું અનુભવતો હતો એટલામાં જૂની ટેવને કારણે વગર ઇરાદે, કંઠમાંથી ઈશાવાસ્યનો મંત્ર જોરથી ગુંજવા લાગ્યો હા, ખરેખર — આ જગત એના ઓજસથી ઢાંકવું જ જોઈએ

—જેમ સામેનો ત્રાંસા પડવાળો પથ્થર પાણીના પડદાથી ઢંકાય છે અને એ પડદો ચૈતન્યના ચળકાટથી ઢંકાય છે, તેમ જ, જે જે નજરે પડે છે — પછી તે ચર્મચક્ષુની નજર હોય કે કલ્પનાની દૃષ્ટિ હોય— તે બધું જ આત્મતત્ત્વથી ઢાંકી દેવું જોઈએ. તો જ અલિપ્ત ભાવે અખંડ જીવન આખર સુધી માણી શકાય. માણસને માટે બીજો રસ્તો નથી.

નજર નીચે ગર્ત ત્યાં એક શીતળ કુંડ પોતાની લીલી નીલાશમાં ધોધનાં પાણી ઝીલતો અને પરિગ્રહ સારો નહીં એ જાણવાથી થોડી જ વારમાં એક રૂપાળા પ્રવાહમાં એ તમામ જથ્થાને વહેતો કરતો હતો. અઘનાશિની પોતાના વાંકાચૂકા વહેણ દ્વારા આસપાસની તમામ ભૂમિને પાવન કરવાનું અને માણસજાતનું વાંકુંચૂકું (जुहुराण) પાપ (अेनस्) ધોઈ કાઢવાનું પોતાનું વ્રત અવિરત ચલાવતી હતી. મેં એને જ અંતે પ્રાર્થના કરી:

युयोधि अस्मत् जुहुराणम् अेनः
भूयिष्ठां ते नम उक्तिं विधेम ।

હે અઘનાશિની! અમારું વાંકુંચૂકું કુટિલ પાપ લઈ કાઢ. અમે તારે માટે ઘણાં ઘણાં નમસ્કારનાં વચનો રચીશું!

જૂન, ૧૯૪૭

# ૨૧
# ગોકર્ણની યાત્રા

લંકાપતિ રાવણ હિમાલયમાં જઈને તપશ્ચર્યા કરવા બેઠો. એની માએ એને મોકલ્યો હતો. શિવપૂજક મહાન સમ્રાટ રાવણની મા શું મામૂલી પથરાના લિંગની પૂજા કરે? એણે દીકરાને કહ્યું, 'જા બેટા, કૈલાસ જઈ ખુદ મહાદેવ પાસેથી જ એનું આત્મલિંગ લઈ આવ તો જ મારે ત્યાં પૂજા થઈ શકે.' માતૃભક્ત રાવણ ઊપડ્યો. માનસ સરોવરમાંથી રોજ સહસ્ર કમળ તોડી નાસનાથથી પૂજા કરવા લાગ્યો. તપશ્ચર્યા હજાર વરસ ચાલી.

એક દિવસ, કોણ જાણે શાથી, નવ કમળ ઓછાં આવ્યાં. પૂજા કરતાં કરતાં ઉપાય નહીં. અને સહસ્રની સંખ્યામાં એક પણ કમળ ઓછું હોય એ ચાલે નહીં. હવે શું થાય? આશુતોષ મહાદેવ શીઘ્રકોપી છે. સેવામાં જરાક ન્યૂનતા આવી તો સર્વનાશ જ. રાવણની બુદ્ધિ કે હિંમત કાચી હતી જ નહીં. એણે એક એક શિરકમળ ઉતારી ચડાવવા માંડ્યું. આવી ભક્તિથી શું ન પ્રાપ્ત થાય? ભોળાનાથ રાજી થયા. કહેવા લાગ્યા 'વર માગ, વર માગ, જેટલું માગે તેટલું ઓછું.' રાવણે કહ્યું 'મા પૂજામાં બેઠી છે. તારું આત્મલિંગ જોઈએ છે.' શબ્દ નીકળવાની જ વાર. શંભુએ હૃદય ફાડી આત્મલિંગ કાઢી આપ્યું.

ત્રિભુવનમાં હાહાકાર વર્તી ગયો. દેવોના દેવ મહાદેવ આત્મલિંગ આપી બેઠા! અને તે પણ કોને? સુરાસુરના કાળ રાવણને! હવે ત્રિલોકીનું શું થશે? બ્રહ્મા દોડ્યા વિષ્ણુ પાસે. લક્ષ્મી સરસ્વતીને પૂછવા ગયાં. ઇન્દ્ર મૂર્છિત થયો. આખરે વિઘ્નનાશક ગણપતિની સૌએ આરાધના કરી અને કહ્યું 'ગમે તે કરજે, પણ આ લિંગ લંકા પહોંચવા ન પામે એમ કરજે.'

મહાદેવે રાવણને કહ્યું હતું, 'લે આ લિંગ. જ્યાં જમીન પર રાખીશ ત્યાં જ તે સ્થિર થઈ જશે.' મહાદેવનું લિંગ પારા કરતાંયે

ભારે રાવણુ લઈને પશ્ચિમ સમુદ્રને કિનારે કિનારે જતો હતો સાજ પડવા આવી હતી રાવણુને લઘુશકાની હાજત થઈ શિવલિંગ હાથમા રાખી બેસાય નહી, જમીન પર તો કેમ જ રખાય? આ મૂઝવણુ ચાલતી હતી ત્યા, દેવોના સંકેત પ્રમાણે, ગણેશજી ભરવાડના છોકરાનુ રૂપ લઈને ગાયો ચારતા પ્રગટ થયા રાવણુ કહે, 'અ યા છોકરા, આ લિંગ જરાક ઝાલ જોઉ જમીન પર રખે મૂકતો' ગણેશ કહે, 'આ છે તો ભારે થાકી જઈશ તો ત્રણુ વાર બૂમ પાડીશ એટલામા તું આવ્યો તો ઠીક, નહી તો પછી તારી વાત તુ જાણે'

હાજત તો લઘુશકાની જ હતી એને કેટલી વાર લાગે? રાવણુ બેઠો બેઠો ખરો પણુ કોણુ જાણે આજ એના પેટમાં સાત સમુદ્ર ભરાઈ રહ્યા હતા! જનોઈ કાને ભેરવી એટલે તો બોલાય પણુ નહી! સિદ્ધિ-વિનાયકે, કરાર પ્રમાણે, ત્રણુ વાર રાવણુના નામની બૂમ પાડી, અને ભાર અસહ્ય થયો હોય તેમ 'અરરરર્'ની ચીસ પાડી લિંગ જમીન પર મૂકી દીધુ! મૂકયુ કે પાતાળ સુધી તે પહોચી પણુ ગયુ! રાવણુ ક્રોધે રાતો થઈને આવ્યો અને ગણુપતિના કપાળમા ભડાક દઈને મક્કો માર્યો ગજાનનનું માથુ લોહીલોહાણુ થઈ ગયુ

પછી રાવણુ દોડ્યો લિંગ ઉખેડવા પણુ તે વાત તો હવે અશક્ય હતી પાતાળ સુધી ગયેલુ લિંગ ઊચકાય શી રીતે? આખી ધરતી ધ્રૂજે પણુ લિંગ બહાર આવે નહી આખરે રાવણે લિંગ ઝાલી આમળી નાખ્યુ, એટલે એના ચાર કકડા હાથમા આવ્યા નિરાશાના આવેશમા તેણે ચાર કકડા ચાર દિશામા ફેકી દીધા અને બિચારો ખાલી હાથે લકા પાછો ગયો

આમળેલા લિંગનો મુખ્ય ભાગ જે રહ્યો તે જ ગોકર્ણમહાબળેશ્વર આખી પૃથ્વી પર એના કરતા વધારે પવિત્ર તીર્થસ્થાન નથી

* * *

ગોકર્ણ-મહાબળેશ્વર કારવાર અને કુમટા એ બે બદર વચ્ચે આવેલા તદડી બદરથી છએક માઈલ ઉત્તરે બરાબર સમુદ્રને કાંઠે આવેલુ છે દક્ષિણ દેશમા કાશી કરતાયે એનુ માહાત્મ્ય વધારે છે

લિંગ મોટે ભાગે જમીનની અંદર જ છે. તેની જળાધારીમાં વચ્ચોવચ એક મોટું કાણું રાખેલું છે. તેમાંથી અંદર અંગૂઠો નાખીએ ત્યારે અંદરના લિંગનો સ્પર્શ થાય દર્શનનો તો સવાલ જ નહીં. ત્યાંના પૂજારીઓ કહે છે કે લિંગની શિલા અત્યંત સુંવાળી છે. ભક્તોના સ્પર્શથી એ ઘસાઈ જાય, તેથી પ્રાચીન લોકોએ આ વ્યવસ્થા કરી છે. ઘણાં વરસ પછી શુભ શુકન થાય એટલે જળાધારી કાઢી આજુબાજુનું ચણતર દૂર ખસેડી, મૂળ લિંગ બેત્રણ હાથ ઊંડે સુધી ખુલ્લું કરે છે. અમુક મહિના સુધી ખુલ્લું રાખ્યા પછી મોતીચૂનો બનાવી આસપાસનું ચણતર ફરી ચણી નાખે છે. આ ક્રિયાને, હું ભૂલતો ન હોઉં તો, 'અષ્ટબંધ' કે એવું જ કંઈક નામ આપેલું છે.

અમે કારવાર હતા ત્યારે એક વાર કપિલાષષ્ઠી જેવો દુર્લભ અષ્ટબંધનો એ યોગ આવ્યો. પિતાશ્રી, આઈ અને હું, અમે ત્રણ જણાં એ યાત્રાએ ગયાં. તદડી બંદર ઉપર મને તેડી લેવા માટે 'કુલી' કરવામાં આવ્યો હતો. એના ખભા પર બેસી હું ગોકર્ણ ગયો. કોટિતીર્થમાં નાહ્યો. ગોકર્ણ-મહાબળેશ્વરનું દર્શન કર્યું. સ્મશાનભૂમિ અને તેની રખેવાળી કરનાર હરિશ્ચંદ્રનું દર્શન કર્યું. હાડકાં નાંખીએ તો હાડકાં ઓગળી જાય એવા પાણીવાળું એક તીર્થ જોયું. અહલ્યાબાઈના અન્નછત્રમાં તે સાધ્વીનું બાવલું જોયું. માથે ઘવાયેલા અને બે હાથવાળા એવા ગજાનનનું દર્શન કર્યું. બ્રહ્માની એક મૂર્તિ જોઈ, અને સૌથી અગત્યની વાત તે રાવણની પેલી પ્રખ્યાત લઘુશંકાનો કુંડ પણ જોયો! આજે પણ તે ભરેલો હોય છે ને ગંધાય છે. બીજું ઘણું જોયું હશે, પણ આજે તે યાદ નથી.

હા, આ પ્રદેશની એક ખાસિયત તો કહેવી ભૂલી જ ગયો. ઘર ગરીબનું હોય કે તવંગરનું, જમીન તો ગારાની, પણ કાળા આરસપહાણ જેવી સખત અને ચકચકતી જ હોય. સાચે જ અંદર મોઢું દેખાય! ગરમીના દિવસોમાં બપોરે કંઈ પણ પાથર્યા વગર માણસ એ ગારાની છો પર સુખેથી સૂઈ શકે. વખતોવખત આ જમીન છાણ ને મેશ ભેળવી તેનાથી લીંપવામાં આવે છે. પણ આ લીંપણ હાથ વતી થાય નહીં. સોપારીના ઝાડ પર એક જાતનું પૂંઠું તૈયાર થાય છે. તેના

વતી જમીન ધરી ધરીને ઓપનામા આવે છે આ પૂદાને ત્યાની ભાષામા 'પોવતી' કહે છે

ગોકર્ણથી પાછા આવતા તદડી સુધી દરિયાનારે વાફર એટલે સ્ટીમલોચમા બેસીને જવાનો વિચાર રાખેલો મોસમનું તોફાન શરૂ થવાને ગડુ જ થોડા દિવસ હતા આઠ દિવસ પછી આગમોટો પણ બધ થવાની હતી એટલે પાછા જનાર યાત્રાળુઓની ભીડ પાર વગરની હતી તદડી બદરેથી ચડનાર લોકોને સ્ટીમરમા જગ્યા મળે કે નહી એની જ શકા હતી એટના જ માટે અમે સ્ટીમલોચમા બેસી સ્ટીમર સુધી વહેના પહોંચવાનુ પસદ કર્યું હતુ

ગોકર્ણનુ બદર કંઈ બાંધેલુ નથી કાંઠેથી મારી છાતી જેટલા પાણી સુધી તો ચાલીને જવુ પડતુ ત્યા હોડીમા બેસી સ્ટીમલોચ સુધી જવુ પડતુ જુવાન લોકો હોડી સુધી ચાલતા જાય બૈરાંછોકરા તો કુલીની ખાંધે બેસી અથવા બે કુલીના હાથની પાલખી બનાવી તેના પર બેસી જાય

શરૂઆતમા જ એક અપશુકન થયા એક ગરીબ ડોશી શરીરે ખાઈ સ્થૂળ પણ બે કુલી કરવા જેટલા પૈસા એની પાસે ન હતા એણે એક લોભી કુલીને સહેજ વધારે મજૂરી આપવાની લાલચ બતાવી પોતાને ખાંધે ઉપાડી જવાનુ એની પાસેથી કબૂલ કરાવ્યુ પેલો હતો દૂબળો એ મા મો વિધવા ડોશી એને ખધોલે સવાર થઈ પણ કુલી ઊભા જાય છે ત્યા તો બને તોલ ગુમાવી ગબડી પડ્યા એટલામા એક અદેખા મોજાએ દોડતા આવી બનેને કૃતાર્થ કર્યા !

બોટ લગભગ છેલ્લી હોવાથી ગોકર્ણમા પણ યાત્રીઓ ઘણા હતા તે બધા સ્ટીમલોચમા કેમ માય? એટલે સો માણસો બેસી શકે એવડો મોટો એક પડાવ, (એટલે કે હોડી) સ્ટીમલોચની પાછળ બાંધી દેવામા આવ્યો હતો અને એની પાછળ કસ્ટમ ખાતાના એક અમલદારની સફેદ હોડી બાધવામા આવી હતી મે જોયુ કે ખાનગી હોડીઓના હલેસા કડછી કે પખા જેવા ગોળ હોય છે જ્યારે કસ્ટમ-વાળાઓના હલેસા ક્રિકેટ બેટ જેવા લાબા લાબા ને ચપટા હોય છે

અમારો સવ સવેગા ઊપડયો એક બે માઈલ ગયા હોઈશું એટલામાં આકાશ વાદળાથી ઘેરાયું, પવન જોરથી ફૂંકવા લાગ્યો, ભારે ઉજાણી મળી ગઈ હોય તેમ મોજા જોરથી ઊછળવા લાગ્યા, હોડીઓ ડોલવા લાગી, અને સ્ટીમલૉંચ પરનું તાણ પણ વધવા લાગ્યું અરે! આ શું? ટીપાં! વરસાદનાં ટીપાં! મોટા મોટા બોર જેવડા ટીપાં! હવે શું થશે? મોજા જોરજોરથી ઊછળવા લાગ્યા સ્ટીમલૉંચ તોફાની ઘોડાની પેઠે ઉપર નીચે કૂદવા લાગી પાછળની હોડીના રાંઢવા કરરર કરરર અવાજ કરવા લાગ્યા એટલામાં સ્ટીમલૉંચ અને હોડી વચ્ચે એવું તો એક મોટું મોજું આવ્યું કે હોડી દેખાય જ નહીં

હું સ્ટીમલૉંચમા ઍન્જિનર પાસેની પાટિયાની ઓટલી પર બેઠો હતો અમારા ટંડેલને ગમતી ઉતાવળે સ્ટીમર સુધી પહોંચવું હતું એણે સ્ટીમલૉંચ ગાડાની પેઠે પુરજોશમાં છોડી દીધી પાટિયું ગરમ થયું હું દાઝવા લાગ્યો શું કરવું એ સૂઝે નહીં જરા ખસવા જાઉં તો 'સમુદ્રાસ્તૃપ્યન્તુ' થવાય! અને બેસવું તો લગભગ અશક્ય! આ મૂંઝવણમાંથી ભયંકર રીતે છુટકારો મળ્યો સમુદ્રનું એક પ્રચંડ મોજું ચડી આવ્યું અને એણે મને નખશિખાન્ત નવડાવી દીધો હવે ઓટલી ગરમ રહે જ શાની? પિતાશ્રી મૂંઝાયા આઈને તો કુળદેવનું સ્મરણ સૂઝયું 'મંગેશા! મહારુદ્રા! માયબાપા! તૂચ આતા આમ્હાંના તાર' વરસાદ મુશળધાર પડવા લાગ્યો અમે સ્ટીમલૉંચવાળા કંઈક સુરક્ષિત હતા પણ પેલા હોડીઓવાળાઓનું શું? શરૂઆતમાં તો સ્ટીમલૉંચને પાણી કાપવાનું હોવાથી તેમાં પાણી સહેલાઈથી આવતું, જ્યારે હોડીને દરેક આવતા મોજા પર સવાર જ થવાનું હોવાથી, હોડી ગમે તેટલી ડોલે તોપણ પાણી અંદર આવતું નહીં પણ જ્યારે પવન અને વરસાદ વચ્ચે હરીફાઈ શરૂ થઈ અને બંનેનું અટ્ટહાસ્ય વધ્યું, ત્યારે એક જ મોજા સાથે અડધીક હોડી ભરાઈ જવા લાગી મોજા સામેથી આવે ત્યાં સુધી તો ઠીક, હોડી મોજા પર ચડી પેલી પાર પસાર થતી ઘડીકમાં મોજાના શિખર પર તો ઘડીકમાં બે મોજા વચ્ચેની ખીણમાં કોક કોક વાર એક મોજા પરથી હોડી ઢળી પડે

એટલામાં જ નીચેથી નવું મોજું ઊપડી આવી હોડીને અધ્ધર ઝીલી લેતું આવી અણુવારી હિલચાલથી અંદર ઊભેલા લોકો ધડાધડ એકબીજા પર પડી જતા

પણ હવે મોજાં બાજુએથી અથડાવા લાગ્યાં હોડીની અંદરના બૈરાંછોકરાંને તો પોક મૂકી રોવાનો જ એક ઇલાજ હતો જેટલા જવાંમર્દ હતા તે બધા ડોલ, ગાગર કે ડબો, જે હાથમાં આવે તે લઈ, ભરી ભરીને પાણી બહાર કાઢતા ફાયર એન્જિનના પંપ એથી વધારે ઝડપથી કામ શું કરી શકે? હોડી માંડ ખાલી થઈ જાય એટલામાં એકાદ ક્રૂર મોજું વિકટ હાસ્ય કરી 'ધ ડ' દઈને હોડીના પાસા પર અથડાય અને અંદર ચડી બેસે એ વખતની ચીસો અને કિકિયારીઓ કાનને ફાડી નાખતી હતી, કાળજાં ચીરી નાખતી હતી કોઈ યાત્રીઓ અવધૂત દત્તાત્રેયના 'ધાવા' બનકારવા લાગ્યા, તો કોઈ પંઢરપુરના વિઠોબાને બોલાવવા લાગ્યા કોઈ અંબા-ભવાનીની માનતા રાખે, તો કોઈ વિઘ્નહર્તા ગણેશને બોલાવે શરૂશરૂમાં સ્ટીમરોયનો કપ્તાન અને ખલાસીઓ અમને સૌને ધીરજ આપતા અને કહેતા, 'અરે તમે ડરો છો શાના? જોખમદારી અમારી છે અમે તો એવા કેટલાય તોફાનો જોઈ નાખ્યા છે' પણ જોતજોતામાં મામલો એવો વધી ગયો કે કપ્તાનનું પણ મોઢું ઊતરી ગયું એ કહેવા લાગ્યો, 'બાપુ આમ રોયે શો લાભ? ઇન્સાનને એક વાર મરવું તો છે જ પછી તે પથારીમાં હોય કે ઘોડા પર, શિકારમાં કે દરિયામાં તમે જુઓ છો, અમારાથી બનતું અમે કરીએ છીએ પણ ઇન્સાનના હાથમાં છે શું? માલિક કરે તે ખરું' એના મોં તરફ હું તાકીને જોતો હતો મુસાફરીએ ઊપડતા પહેલાં જે માણસ ગાજર જેવો લાલચટક હતો તે હવે અગથીના પાન જેવો લીલો લીલો થઈ ગયો હતો!

હું એ વખતે સાવ બાળક તો હતો, પણ ગંભીર પ્રસંગે બાળક પણ પ્રસંગને સમજી શકે છે પગે પગે હું સ્થાનભ્રષ્ટ થતો હતો માંડ બે હાથે પકડીને મારું સ્થાન સાચવતો હતો અમારો બધો સામાન એક બાજુ પર પડ્યો હતો એનો તો ભાવ જ કોણ પૂછે? પણ

પૂજાની બધી મૂર્તિઓ અને નાળિયેર નેતરની એક 'સાબળી' (ડબા)મા રાખેલાં હતા તે હુ મારી ગોદમા લઈને બેસતાં ભૂલ્યો ન હતો

મારા મનમા કેવા કેવા વિચારો આવતા હતા! એ જમાનો મારી મુગ્ધ ભક્તિનો હતો રોજ સવારે બબ્બે કલાક તો મારુ ભજન ચાલતું જનોઈ દીધેલી નહી એટલે સધ્યાપૂજા ક્યાથી કરાય? છતા પિતાશ્રી પૂજામા બેસે ત્યારે ત્યા બેમી મદદ કરવામા ખૂબ રસ આવતો મનમા વિચાર આવ્યો કે, આજે જો ભાગ્યમા ડૂબી જવાનુ હશે તો આ દેવોની સાબળી છાતી સરસી ચાપીને જ ડૂબી જઈશ બીજી ક્ષણે વિચાર આવ્યો, જો આઈના દેખતા લોચમાથી પાણીમા ઉલળી પડીશ તો આઈની શી દશા થશે? એ વિચાર એટલો તો અસહ્ય થઈ ગયો કે શ્વાસ રૂધાયો છાતીમા પથરો વાગ્યો હોય એમ દુખવા લાગ્યુ મે ઈશ્વરની પ્રાર્થના કરી કે, ડુબાડના જ હોય તો આઈ અને હુ એકબીજાને બાથમા લઈ ડૂબી જઈએ એટલુ કરજે

દરેક બાળકને મન એના પિતા એટલે ધૈર્યના મેરુ આભ તૂટે પણ પિતા ધીરજ ખોઈ ન બેસે એની તો બાળકને ખાતરી એટલે આવો પ્રસગ જ્યારે બને ત્યારે પિતાને પણ દિગ્મૂઢ થયેલા, બેબાકળા મનેના બાળક જુએ છે, ત્યારે તો બાળકને કઈ ને કઈ થઈ જાય છે હુ તોફાનથી એટલો ડર્યો ન હતો, વરસાદથી એટલો ડર્યો ન હતો, 'માણુસ ગધાય, માણુસ ખાઉ' કરીને મો વકાસીને આવતા મોજાથી પણ એટલો ડર્યો ન હતો, જેટલો પિતાશ્રીનો મૂઝાયેલો ચહેરો જોઈ ને અને ગળગળો અવાજ સાભળીને ડર્યો

જો તે ટડેલને પૂછે, 'હવે કેટલે આવ્યા છીએ? હવે કેટલુ બાકી છે?' ચારે તરફ જ્યા નજર નાખીએ ત્યા વરસાદ, પવન, મોજાનું તાંડવ! આટલો વરસાદ પડ્યો પણ આકાશ કઈ ઊઘડ્યુ જ નહી મે ટડેલને કરગરીને કહ્યુ, 'લોચ જરા મિનારા તરફથી લઈ જાઓને કે ડૂબી જઈએ તો કેટલાક તો કાઠા સુધી તરીને જાય!' ટડેલ ઉત્સાહ વગરનુ હાસ્ય કરીને બોલ્યો, 'કેવો બેવકૂફ છોકરો! મિનારાથી જેટના દૂર છીએ તેટલા જ સુરક્ષિત છીએ જરાક પાસે ગયા કે ખડક પર ચૂરેચૂરા થઈ જવાના આજે તો જાણીજોઈ ને

અમે કિનારાથી દૂર રહ્યા છીએ. સ્ટીમર સુધી પહોંચીએ એટલે કમાયા. આજે બીજો આરો નથી.'

મેં કોઈ કાળે પુખ્ત ઉંમરનાં લોકોને એકબીજાને વળગીને રોતાં જોયાં ન હતાં. તે દશ્ય આજે પેલી હોડીમાં જોયું. ત્યાં તો સ્ત્રીપુરુષો એકબીજાને બાથમાં લઈ રડારોળ કરતાં હતાં. એક બેત્રણ છોકરાંની મા બધાંને એકસામટાં બાથમાં લેવા મથતી હતી. બસ, પાંચપચીસ જવાંમર્દ તનતોડ મહેનત કરી દરિયા સાથે અ-સમાન યુદ્ધ લડતા હતા. તોફાન એટલું તો વધી પડ્યું અને લોંચ તથા હોડી એટલી બધી ડોલવા લાગી કે, લોકો બીકના માર્યા રોતા બંધ થયા. એક કાળી છાયા બધે ફેલાઈ. ભાનમાં હતા એક પેલા હોડીમાંના બહાદુરો, અને બીજા કાળાં કાળાં અંગરખાં પહેરેલા સ્ટીમલોંચના ખલાસીઓ. અમારો ટંડેલ હુકમ છોડતાં કોક વખત મૂંઝાતો હતો પણ ખલાસીઓ બરાબર એકાગ્ર થઈ, વગર ભૂલ્યે, વગર મૂંઝાયે પોતપોતાનું કામ કર્યે જતા હતા. કર્મયોગ શું આથી જુદો હશે?

આખરે તદડી બંદર આવ્યું. અમે સ્ટીમરને જોઈએ તે પહેલાં જ સ્ટીમરે અમારી લોંચને જોઈ લીધી. સ્ટીમરે ભૂંગળું વગાડ્યું: ભોં . . . ! જાણે બધાંની કરુણ વાણી સાંભળી ઈશ્વરે 'મા ભૈઃ'ની આકાશવાણી ઉચ્ચારી! અમારી સ્ટીમલોંચે પોતાના તીણા અવાજે વળતો જવાબ વાળ્યો. સૌનાં હૈયાંમાં આશાના અંકુર ઊગ્યા, બધે જયજયકાર થયો.

એટલામાં, જાણે છેલ્લો પ્રયત્ન કરી જોવા અને અમારાં બધાંના ભાગ્ય સામે હારતાં પહેલાંની છેલ્લી લડત ચલાવવા ખાતર, એક મોટું મોજું અમારી લોંચ ઉપર ધસી આવ્યું. મારા પિતાશ્રી બેઠા હતા ત્યાંથી પાછા પડી ગયા. મેં એક કારમી ચીસ પાડી. અત્યાર સુધી હું રોયો ન હતો. જાણે તેનું સાટું એક જ ચીસમાં વાળતું હતું. બીજી જ ક્ષણે પિતાશ્રી બેઠા થયા અને મને છાતી સરસો ચાંપી કહ્યું, 'દત્તુ, બીશ મા, મને કંઈ થયું નથી.'

અમે સ્ટીમર પાસે પહોંચી ગયા. પણ અડોઅડ જવાની હામ કોણ ભીડે? કસ્ટમવાળી બોટ એ લોકોએ ક્યારની છોડી હતી, કેમ

કે લૉંચ અને મોટી હોડીના હેલા એ ખમી શકતી ન હતી. એની સલામતી તો છૂટા થવામાં જ હતી. અમારી સ્ટીમલૉંચ દૂરથી સ્ટીમરની પ્રદક્ષિણા કરી વળી, પણ કેમે કર્યો પાસે આવવાનો લાગ મળે નહીં. મોજાંથી જો લૉંચ સ્ટીમર સાથે અથડાય, તો છેક છેલ્લી ઘડીએ બધાંના ભુક્કા ઊડી જાય. આખરે ઉપરથી રાંટવું ફેંકાયું અને ખલાસીઓ લૉંચની છત ઉપર ઊભા થઈ લાંબા લાંબા વાંસ વતી સ્ટીમરની દીવાલ સાથેની અથડામણ રોકવા લાગ્યા. મોજું લૉંચને સ્ટીમર પર ફેંકી દેવા જાય ત્યાં ખલાસીઓ પોતાના લાંબા લાંબા વાંસની અણીની ઢાલ બનાવી, બધો માર પોતાના હાથ અને પગ પર ઝીરવી લે. છતાં આખરે સ્ટીમરની સીડી સાથે સ્ટીમલૉંચની છત અથડાઈ, અને કડડડ દઈને એક લાંબું પાટિયું તૂટીને સમુદ્રમાં પડ્યું.

હું પાસે જ હતો, એટલે સ્ટીમરમાં ચડવાનો પહેલો વારો મારો જ આવ્યો. ચડવાનો શાનો? દડાની પેઠે ફેંકાઈ જવાનો. ટંડેલ પોતે અને બીજો એક ખલાસી સ્ટીમલૉંચમાં ઊભા રહી, એક એક માણસને પકડી, સ્ટીમરની સીડીને સૌથી નીચલે પગથિયે ઊભેલા ખલાસીના હાથમાં લગભગ ફેંકી દે. એમાં ખાસ સાવચેતી એ રાખતા કે, મોજાંની ખીણમાં લૉંચ ઊતરી હોય ત્યારે તાકીને રાહ જુએ, અને બીજી ક્ષણે મોજાંના શિખર પર લૉંચ આવે અને સીડી સાવ પાસે આવી ગઈ હોય ત્યારે ઝટ દઈને માણસને સોંપી દે! બંને બાજુના ખલાસીઓ જો માણસના હાથ પકડી જ રાખે, તો બીજી જ ક્ષણે લૉંચ ખીણમાં ઊતરે ત્યારે માણસના ફાડીને ચીરા જ થઈ જાય! હું ઉપર સીડી પર ચડ્યો અને પાછો વળીને બાઈ આવે છે કે નહીં તે જોવા લાગ્યો. સાવ અજાણ્યા મુસલમાનને બાઈનાં બાવડાં ઝાલતો જોઈને મને કંઈ ને કંઈ થઈ ગયું. પણ એ તો પ્રાણ બચાવવાનો વખત હતો. ત્યાં કંઈ સુંવાળી લાગણીઓ કામ આવે? જરાક થોભ્યા ત્યાં પિતાશ્રી પણ આવી ગયા. દેવોની સાંભળી તો મેં ખભે જ ભેરવી હતી. ઉપર સારી જગ્યા શોધી અમને બેસાડી, પિતાશ્રી પાછા સામાન લાવવા ગયા. હું શ્રદ્ધાળુ છોકરો ખરો, પણ તે ક્ષણે પિતાશ્રી પર ખરેખરી ચીડ ચડી. બળ્યો બધો સામાન! જીવ જોખમમાં નાખવા

પાછા શું કામ જતા હશે? પણ તેઓ તો ત્રણ ફેરા જઈ આવ્યા છેલ્લે ફેરે પાછા આવીને કહે, 'ગોકર્ણ-મહાબળેશ્વરના પ્રસાદનું નાળિયેર પાણીમાં પડી ગયું!' એક જ ક્ષણે આઈ અને હું ભેગી ઊભાં, આઈએ કહ્યું 'અરેરે!' અને મેં કહ્યું, 'એટલું જ કેની?'

લૉચવાળા બધા ઉતારુઓ ચડ્યા પછી હોડીવાળાઓનો વારો આવ્યો, તેઓ બધા ચડ્યા ત્યાર પછી લૉચ અને હોડી નિશાચર ભૂતોની પેઠે ચીસો પાડતી તદડીના કિનારા ભણી ગઈ અને કિનારા પર તપશ્ચર્યા કરતા બેઠેલા યાત્રાળુઓને હફતે હફતે લાવવા લાગી તોફાન હવે કંઈક શમ્યું તો હતું પણ અંધારી રાત અને ઊછળતા મોજાં વચ્ચે એ લોકોના જે હાલહવાલ થયા તેનું વર્ણન કોણ કરી શકે?

સ્ટીમર યાત્રાળુઓથી ચિક્કાર ભરાઈ ગઈ જે બોલે તે પોતાનો સામાન સમુદ્રમાં ડૂબી ગયાની વાતો જ સંભળાવે આખરે યાત્રાળુઓ બધા આવી ગયા મહેર માલિકની, કે એકે જીવનું નુકસાન ન થયું

સ્ટીમર આખરે ઊપડી અને લોકો પોતપોતાની જૂની મુસાફરીના આવા જ જોખમના સ્મરણો એકબીજાને કહી આજનું દુઃખ ઓછું કરવા લાગ્યા રાતે ઘણા વખત સુધી કોઈને ઊંઘ ન આવી હું ક્યારે ઊંઘી, મારવાડ બંદર ક્યારે આવ્યું, અને અમે ઘેર ક્યારે પહોંચ્યા, એમાંનું કંઈ આજે યાદ નથી પણ તે દિવસનો તે તોફાનનો પ્રસંગ જાણે ગઈ કાલે જ વીત્યો હોય એવો સ્મરણપટ પર તાજો છે માને જ દુઃખ સત્યં સુખં મિથ્યા, દુઃખં જન્તો પરં ધનમ્ ।

ઑક્ટોબર ૧૯૨૫

## ૨૨

# ભરતની આંખે

કિનારે ઊભા રહી સમુદ્રની શોભા નિહાળવી એમાં હૈયાપૂર આનંદ છે તો ઊંચાઈએથી એ શોભા નિહાળવાને મળે તો તો પૂછવું જ શું? જહાજના તૂતક પરથી અથવા દેવગઢ જેવા બેટના માથા પરથી સમુદ્રનું કામ પરંતુ આક્રમણ જોવું એ તો વળી એક નોખો જ આનંદ છે આપણે સમુદ્રના રાજા છીએ અને મોજાઓની આ સેના આપણી વતી જ સામેના ભૂમિભાગને પાદાક્રાન્ત કરે છે એમ લાગતાં આપણામાં એક પ્રકારનું અભિમાન સ્ફુરવા લાગે છે આપણે બરોબર નિહાળીને જોઈએ તો દેખાય છે કે લીલુંછમ કે કાળું ભમ્મર પાણી મોજામાં આવી ધોળી રેતીના કામ પર આક્રમણ કરે અને છેલ્લી ઘડીએ 'અરે, આ તો કેવળ વિનોદ હતો' એમ કહી હસી પડે, ત્યારે એના ખૂટલ પણા ઉપર આપણાથી પણ મુક્તદતે હસી પડાય છે

સમુદ્રકિનારે રહેનારાઓને આવાં દશ્યો ગમે ત્યારે જોવા મળે છે પણ જો સમુદ્ર અને રેતીનો પટ જ્યાં અખંડ જલક્રીડા કરે છે એની બાજુથી કાટખૂણામાં ઊંચાઈએ ઊભા રહી, એ રેતીનો જલ વિહાર અને મોજાઓનો સિક્તાવિહાર નિહાળવાનું ભાગ્ય કોક દિવસ લાધે તો માણસ अद्य मे सफला यात्रा, धयोऽहं अप्रसादत એમ કેમ ન ગાય?

જે ગોકર્ણની યાત્રા સન ૧૮૯૫માં મેં કરી હતી, અને જે ગોકર્ણનાં દર્શન મું ગંગાધરરાવ દેશપાંડે જોડે દસ વરસ પહેલાં મેં કર્યાં હતાં, તે જ ગોકર્ણને પવિત્ર કિનારે સગવ્વેળાએ* સમુદ્રનાં દર્શન કરવાનું અહોભાગ્ય મળ્યું તેથી તો હું પાગલ બન્યો જ હતો ગોકર્ણનો

* ગાયો દોહી અને ગોશાળા સાફ કરી પરવાર્યા પછી ચરવા માટે તેમને વનમાં જવા જ્યારે ભેગી કરવામાં આવે છે, તે વખતને (સવારના લગભગ નવ વાગ્યાને) સગવ્વેળા કહે છે વેદકાળનો આ શબ્દ છે

સમુદ્રકિનારો ખાસો પહોળો અને ભવ્ય છે. જમણી એટલે ઉત્તર તરફ કારવાર બાજુના પહાડો અને બેટો ધૂંધળા ક્ષિતિજમાં આછા આછા સૂચિત થાય છે, ડાબી એટલે દક્ષિણની બાજુએ રામતીર્થનો પહાડ અને તેના પરનું ભરતનું નાનું સરખું મંદિર દેખાય છે. અને સામે અગાધ અનંત સાગર 'તું અમર થઈને આવ' એમ અહોરાત આમંત્રણ આપે છે, એવું હૃદયને ઉન્મત્ત કરનારું દશ્ય એક વાર જોયા પછી કોઈ કાળે ભુલાય ખરું? રામતીર્થના ખડક ઉપર જઈ ત્યાંના ઝરણા તળે નાહવાનો સંકલ્પ ન હોત તો એ સાગરના દરયમાં તરતા રહેવાનું જ મેં પસંદ કર્યું હોત. અમે નારિયેળના બગીચા અને ખરબચડા ખડક વટાવી રામતીર્થ સુધી પહોંચ્યા. ત્યાં ધારા તળે નાહવાનો સાત્વિક જીવનાનંદ આપાદમસ્તક મેળવી, રામેશ્વરનાં દર્શન કર્યાં. શાંડિલ્યમહારાજ નામના એક સાધુએ અહીંનું બાંધકામ અસંખ્ય લોકોમાં ઉત્સાહ પ્રગટાવીને મફત કરાવેલું. આ મંદિર સમુદ્રમાં ધૂમેલા ઉન્નત પહાડ ઉપર હોઈ મંદિરની ઊંચાઈએથી રેતીનો પટ અને મોજાંઓનો પટ જ્યાં એકબીજાને બાથમાં લઈને રમે છે એનું માઈલો સુધી ફેલાયેલું સૌંદર્ય અમે જોઈ શકયા. નારિયેળનાં બે ત્રણ વૃક્ષોએ એ જ સ્થળે ઊભા રહી એ સાગર-સિક્તા-મિલનના દરમનો આનંદ સેવવાનું ઠરાવ્યું હતું. પોતાની ડાળીઓ હલાવીને એમણે અમને કહ્યું: 'આવો, આવો! બસ આ જ જગા બરાબર છે. અહીંથી સિક્તા-સાગરના મિલનની રેખા સામે સીધી દેખાય છે.'

અહીંથી મને દેખાયું કે પાણીનાં મોજાંઓને સાગરના ઊંડા પાણીનું પીઠબળ હતું. રેતીના પટને પીઠબળ કોણ આપે? કોઈ ટેકરીઓ નજીક હતી નહીં એટલે નારિયેળ, સરુ જેવાં ઝાડોએ એ જવાબદારી પોતાને માથે લીધી હતી. આ ઊંચાં ઝાડ અને પેલાં ઊંડા પાણી—બન્નેના લીલા રંગમાં ફરક હતો ખરો, પણ એમના કાર્યમાં કશો ફરક દેખાતો ન હતો. ઝાડ પોતાના પગ તળેની રેતીને આશીર્વાદ આપે અને સમુદ્રનાં ઊંડાં પાણી મોજાંઓને આગળ ધપવા સિસકારે—એ દશ્ય જોતાં કોઈ ધરાય ખરું?

કોઈ દૃશ્યથી માણસ ધરાય નહીં એટલા ખાતર એક ઠેકાણે ઊભા રહીને એ આરોગના રહેવાનુ માણસને શાનુ ગમે? મે જોયુ કે રામતીર્થના ઝરણાની અને રામેશ્વરના મંદિરની જાણે ચોકી કરવા માટે શ્રી રામચદ્રના કારભારી ભરત ટેકરીને માથે ઊભા છે એમનાં દર્શન કરવાં જ જોઈએ અને બની શકે તો એમની નજરે, યોગ્ય ઊચાઈએથી સાગરને જોવો જોઈએ ઊચે ચડયા વગર વિશાળ દૃષ્ટિ કેમ જ કેળવાય? પગથિયાઓએ આમંત્રણ આપ્યુ, એટલે હૂ જાણે સઢ ઓઢયા હોય તેમ નાચતો અને કૂદતો અથવા ઊડતો ભરતના મદિર સુધી પહોંચી ગયો ત્યા નાનકડા ધોળા ભરત રૂપાળા પીતાબરનો કચ્છ વાળીને સમુદ્રદર્શન કરતા હતા.

ખરુ જોતાં ભરતની મૂર્તિની આસપાસ મંદિર બાધવુ જ જોઈતુ ન હતુ. તાપ, પવન અને વરસાદની તપશ્ચર્યા જ એને કરવા દેવી જોઈતી હતી. સમુદ્ર પરથી આવતા શીતળ પવનમા સૂરજનો તાપ એ સહેજે ખમી શકત અને લોકો કેમ ભૂલી ગયા કે ભરત આખરે રાજપુત્ર સૂર્યવંશના જ હતા? વાયુપુત્ર હનુમાનનુ અને સૂર્યવંશી રાઘવોનું સ્મરણ કરતા અમે ત્યાં કેટલીય વખત ઊભા રહ્યા. હૃદયમાં ભક્તિભાવનો ઊભરો ચડી રહ્યો હતો અને સામે સમુદ્રના પાણીની ભરતી ચડતી હતી

તે દિવસનાં એ ભવ્ય પાવન દર્શન માટે રામતીર્થનો અને દિક્પાલ ભરત મહારાજનો હંમેશાં આભારી રહીશ

મે, ૧૯૪૭

## ૨૩

# વેળગંગા અથવા સીતાનહાણી

વેરૂળનો લીલો કુંડ જોઈ પાછા વળતાં રસ્તામાં વેળગંગાનું ઝરણું જોયું હતું. એટલું નાનકડું ઝરણું કે એને નાળું પણ ન કહેવાય. પણ એને વેળગંગાનું પ્રતિષ્ઠિત નામ મળેલું છે. નદીનું નામ સાંભળ્યા પછી એનો ઉગમ ક્યાં છે એ શોધ્યા વગર રહેવાય? પણ અમે તો ગુફાઓની અદ્ભુત કારીગરીમાં મસ્તપણે વિહરતા હતા, તેથી વેળગંગાનું સ્મરણ સરખું ન થયું. 'અપૌરુષેય' કારીગરીવાળી કૈલાસની ગુફા છોડી જૈન તીર્થંકરોની ઇન્દ્રસભા તરફ અમે જતા હતા ત્યાં શ્રી અચ્યુત દેશપાંડેએ કહ્યું કે વેળગંગાનો ઉગમ અહીં જ છે. નામ સાંભળ્યું માત્ર અને વેળગંગા વળગી!

ઇન્દ્રસભાથી પાછા ફરતાં અમે ૨૯મી ગુફામાં આવી પહોંચ્યા. અનેક ગુફાઓમાં રખડવાથી થાક તો સારી પેઠે ચડ્યો હતો. આખા શરીરનાં હાડકાંમાં કળતર શરૂ થયું હતું અને એ જ વખતે મુંબઈ પાસેની ધારાપુરીની એલિફંટાનું સ્મરણ કરાવતી ૨૯મી ગુફાએ ભવ્યતાનો કળશ ચડાવ્યો. ફરી ફરીને પગ વધારે થાક્યા હતા, કે જોઈ જોઈને આંખો વધારે થાકી હતી, એ કહેવું મુશ્કેલ હતું. હવે નાસ્તા સાથે થાક ખાધા પછી જ આગળ જવાય એમ અમે નિશ્ચય કરતા હતા એટલામાં સીતાનહાણીનું સ્મરણ થયું.

અયોધ્યાથી જનસ્થાન સુધીની મુસાફરી દેવી સીતાએ પગપાળા કરી હતી. ત્યાંથી રાવણ એને ઊંચકીને લંકા લઈ ગયો. દુઃખાવેગમાં સીતાએ દક્ષિણનો એ પ્રદેશ જોયો પણ નહીં હોય, પણ રામે રાવણનો નિઃપાત કરી, એના જ પુષ્પક વિમાનમાં બેસી જ્યારે લંકાથી અયોધ્યા સુધીનો હવાઈ પ્રવાસ કર્યો ત્યારે સીતામાતાએ નીચે જોઈ કેટલો આનંદ માણ્યો હશે! રામાયણમાં વાલ્મીકિએ જ્યાં ત્યાં, સીતાજીનો પ્રકૃતિના સૌંદર્ય પ્રત્યેનો પક્ષપાત વર્ણવ્યો છે. ભવભૂતિએ

પણ, સૃષ્ટિસૌંદર્ય જોઈ સીતાને કેવો અલૌકિક આનંદ થતો, એનું વર્ણન આપ્યું છે. સીતાએ જો હિંદુસ્તાનનાં લલિત અને ભવ્ય, સુંદર અને પવિત્ર સ્થાનોનું વર્ણન પોતે લખવાનું માથે લીધું હોત, તો, મને લાગે છે કે ત્યાર પછી સંસ્કૃતમાં કોઈ પણ કવિએ સૃષ્ટિવર્ણનમાં એક લીટી પણ ઉમેરવાની હિંમત ન કરી હોત.

સીતામાતા પહાડો જોઈને રાચતી, નદીઓને આનંદાશ્રુથી નવડાવતી, હાથીનાં બચ્ચાંઓને પંપાળતી, સારસ યુગલોને આશીર્વાદ આપતી, સુગંધી ફૂલોના સૌરભનો નશો કરતી અને દરેક સ્થળે એ બધો આનંદ રામમય બનાવી પોતે સીતા છે એ પણ ભૂલી જતી. લંકામાં રામવિરહથી સુકાતી સીતા પણ ત્યાંની એક નદી સાથે એકરૂપ થયા વગર રહી નહીં. આજે પણ સિલોનની સીતાવાકા ચોમાસામાં બન્ને બાજુ ઊભરાય છે અને જેટલાં ખેતરો ડુબાડે છે તે બધાંને સુવર્ણમય બનાવી દે છે. સીતાનો જન્મ જ જમીનમાંથી થયેલો. ભારતભૂમિની ભક્તિના રૂપમાં આજે પણ એ આપણને દર્શન દે છે.

સીતાને થયું હશે કે ગોદાવરીના વિશાળ પ્રદેશમાં ચાલી ચાલીને આપણે થાકયાં. લક્ષ્મણને વનફળ લાવવા મોકલી દઈએ. રામ તો ધનુષ્ય લઈને પહેરો ભરવાના જ. ત્યારે આ ચંદ્રાકાર કરાડ તળે વેળગંગાનું આતિથ્ય સ્વીકારી થોડો જલવિહાર કેમ ન કરીએ?

* * *

અમારી દાનત પ્રથમ અનુકૂળ ઠેકાણેથી વેળગંગાના સુંદર પ્રપાતનું ફક્ત દર્શન કરવાની જ હતી. એટલે નંબર ૨૯ની ગુફામાં, ગુફાની ડાબી અને અમારી જમણી બાજુએ ઝરૂખો દેખાતો એ તરફ અમે ગયા. મનમાં ચોરી ખરી કે જો નીચે જવાતું હશે તો એ લહાવો લેવાનું ચૂકીએ નહીં.

ઝરૂખામાંથી જોયું તો એક પાતળો પ્રપાત પવન સાથે રમતો નીચે ઊતરે છે અને પોતાની આંગળીઓ હલાવી હલાવી અમને છાનોમાનો નોતરે છે. હું વિચાર કરવા લાગ્યો કે નીચે ઊતરાય કે નહીં, એટલો વખત ખરચાય કે નહીં, સાથીઓને આ સ્વચ્છંદ ગમશે કે નહીં? મને આમ વિમાસણમાં પડેલો જોઈ ખીણમાં

દોડમદોડા કરતા નાના નાના પક્ષીઓ તિરસ્કારથી હસી પડ્યા "જુઓ તો, કેવો અરસિક માનવી છે! ધોધ આટલા હેતથી નોતરે છે, અને એ ત્યા વિચારમા પડ્યો છે! આ માનવીઓમા કાવ્ય લખનારા ઘણા છે, પણ કાવ્ય માણનારા જવલ્લે જ મળે છે અને આ સાગેનો માનવી તો પોતાને પ્રકૃતિનો બાળક કહેવડાવે છે, ભોળી આંખે ધોધ તરફ જુએ છે, નીચેનુ સ્ફટિક જેવુ પાણી જોઈ એનુ ચિત્ત પણ પલળે છે, છતા એનો સકલ્પ જાગતો નથી, એના પગ ચાલતા માડતા નથી એને કોઈએ શાપ આપ્યો નથી કે 'તુ શિલા થઈને પડ્યો રહીશ' છતા એ પથરાને ચોટ્યો જ છે!"

પક્ષીઓની આ નિર્ભર્ત્સના સાભળી હુ શરમાયો, અને મને ખબર પડી તે પહેલા જ મારા પગ પગથિયા ઊતરવા લાગ્યા હવે જમણી બાજુથી નીચેનો ધરો ઓળગી, સામે કાંઠેથી પ્રપાત પાસે આવુ, કે ડાબી બાજુથી કરાડની કેડે ચાલીને ૨૮ નબરની નાનકડી ગુફા સુધી પહોચી ત્યા ધોધના છાટા લેવાય એ વિચાર મનમા ચાલ્યો જમણો રસ્તો લાબો અને સલામત હતો, જ્યારે ડાબા રસ્તામા કાન્ય હતુ નાહવાની તૈયારીથી જ ઊતર્યો હતો, એટલે રએને પલળી જવાનો એવો તો સવાલ જ ન હતો

૨૮ નબરની નાનકડી ગુફાની અદર એક બે મૂર્તિઓ છે ખરી, પણ તે ગુફાની અદર ઝાઝુ કાવ્ય નથી કાવ્ય તો બહાર જ પથરાયેલુ છે એ ગુફામા બેસી જો કોઈ બહાર જુએ તો પાણીના પહોળા પડદામાથી એને આગળનો સૃષ્ટિનો વિસ્તાર જીવનમય દેખાશે ધોધ પડે છે, પણ તે એટલો જાડો નથી કે આરપાર કશુ દેખાય નહી આ ગુફા પાણીના પડદા પાછળ હકાયેલી હોવા છતા બિલકુલ પલળતી નથી, કેમ કે રમતિયાળ પવન પણ પાણીના છાટા ગુફાની અદર નથી લઈ જઈ શકતો ગુફાની જરાક બહાર આવો, તો પછી તકરાર નહી કરતા કે પવને આપણને કેમ પલાળ્યા

અમે એ ગુફાથી નીચે ઊતર્યા પહાડી ચતુષ્પાદ બનીને જ ઊતરવી પડી એ કહેવાની જરૂર ન હોય જ્યા એ ધોધ પથરા સાથે ભટકાતો હતો ત્યાં મેં મારુ આસન જમાવ્યુ સો ફૂટની ઊચાઈએથી પાણી

પડે તે કાઈ ગદગદિયા કરીને સતોષ નહી માને એણે પ્રથમ માથા ઉપર ટપલીઓ મારવાનુ શરૂ કર્યું, પછી ખભા ઉપર થપાટ પડી, પછી પીઠ ઉપર ૨૫, ૨૫, ૨૫, ૨૫ ચાપડીઓ મળતી જાય અને મુસાફરીનો આખો થાક ઊતરતો જાય સામાન્ય રીતે આપણે માલિશ કરાવીને પછી નાહીએ છીએ અહી તો માલિશ એ જ સ્નાન અને સ્નાન એ જ માલિશ સીતામાતાએ અહી પોતાના વાળ છૂટા મકી પાણીમા સાફ કરકરા કર્યા હશે

પણ અરે, આ શુ! હુ રખડુ મુસાફર છુ કે આ દુનિયાનો બાદશાહ છુ? મારી પલાઠી તળે આ રત્નખચિત આસન ક્યાથી આવી ગયુ? પાણીના તુષાર ચારે કોર ફેલાય છે, જાણે મોતીની માળા! અને આસન તળે બે રૂપાળા ઇન્દ્રધનુષ્યો મને સમ્રાટની પ્રતિષ્ઠા આપી રહ્યા છે અલકાપુરીના કુબેર કરતા મારો વૈભવ હવે કઈ બાબતમા ઓછો છે? ઇન્દ્રધનુષ્યની બેવડી કિનારવાળા, ચાદીના ધાગાવાળા આસન ઉપર બેઠો છુ, અને મોતીની માળાનુ ઉત્તરીય ઓઢી અહી આનદ કરુ છુ માથે સૂર્યનારાયણનુ ચળકતુ છત્ર છે અને આસપાસ આ ઊડતા દ્વિજગણો જગન્નાથના સ્તોત્રો ગાય છે!

શરીર સ્નાન કરવા માટે નહી, પણ વ્યાયામનો આનદ લેવા માટે પથરા પર સવાર થઈ, ધોધ તળે મે આખુ શરીર ચોળ્યુ સ્નાનપાનનો આનદ મેળવ્યો અને રામરક્ષાસ્તોત્રનુ સ્મરણ કર્યું સીતામાઈએ જે સ્થાન પસદ કર્યું ત્યા રામરક્ષાસ્તોત્રનુ ગાયન જ સ્ફુરે એ સ્વાભાવિક હતુ અને માથાથી પગ સુધી બધા ગાત્રો ચોળીને સાફ કરતી વખતે "शिरो म राघव पातु भाल दशरथात्मज' ઇત્યાદિ શ્લોકો યાદ કરવા એ ન્યાસ કેટલો ઉચિત હતો!

* * *

સ્વર્ગે પહોચેલા લોકો પણ જો અતે મૃત્યુલોકમા પાછા આવે છે, તો એ પ્રપાતસ્નાનની મસ્તી ચડયા છતા એમાથી વ્યુત્થાન કરી પાછા ગદ્યમય જીવનમા પ્રવેશ કરવાની આવશ્યકતા જણાઈ એમા આશ્ચર્ય શુ? એટલે આખરે આટલો બધો આનદ સ્વેચ્છાએ જતો

કરવાની પોતાની સંયમશક્તિની કદર કરતો કરતો પાછો આવ્યો. અને નવાં કપડાં પહેરી નાસ્તા માટે તૈયાર થયો! નાસ્તો શું — કલા-નિરીક્ષણ કાજે કરેલી બપોર સુધીની તપસ્યા અને પ્રપાતસ્નાનની શાંતિ પછીનું એ અમૃતભોજન જ હતું. અને વેળગંગાનો કૃપા-પ્રસાદ.

ગુફામાં સ્થિર થઈને ઊભેલા દ્વારપાળોને જો જોવાની આંખ હોત તો એમણે જરૂર અમારી અદેખાઈ કરી હોત.

સપ્ટેંબર, ૧૯૪૦

## ૨૪

## ખેડૂત નદી ઘટપ્રભા

ઘટપ્રભા અને મલપ્રભા એ અમારા તરફના કર્ણાટકની પ્રમુખ નદીઓ; સ્વભાવે ખેડૂત. જ્યાં જાય ત્યાં ખેતી કરે, જમીનને ખાતર આપે, પાણી આપે, મહેનતુ પ્રજાને સમૃદ્ધિ આપે. એમાં વળી ગોકાક પાસે એક મોટો બાંધ બાંધી માનવીએ એ નદીની શક્તિ વધારી દીધી. જ્યાં નદીનાં પાણીની પહોંચ ન હતી ત્યાં આ બાંધને કારણે એ પહોંચી. ઘટપ્રભાના નામ સાથે ગોકાક પાસેનો લાંબો લાંબો બાંધ ધ્યાનમાં આવવાનો જ. મોટી મોટી નદીઓ જ્યાં ત્યાંથી કાંપ ખેંચીને લઈ જાય છે. જ્યારે આવી નાની નદીઓ અને ત્યાંથી થોડો થોડો કરી સરસ કીમતી કાંપ ખેડૂતોને પોતાના પાણી સાથે મફતનો બક્ષી પોતાનાં બાળકોનું પાલન કરે છે. ખરેખર ઘટપ્રભા ન્યાતે ખેડૂત છે.

બેલગામથી આટલો નજીક હોવા છતાં ગોકાક પાસેનો એનો ધોધ હજી મારે જોવાનો બાકી જ છે.

૧૯૨૬-’૨૭

## ૨૫

# કાશ્મીરની દૂધગંગા

શ્રીનગરમા પાણીનો તોટો ક્યાથી હોય?

સતીસર નામનું પૌરાણિક સરોવર તોડીને જ તો કાશ્મીરનો મુલક બનેલો છે જેમ નદી જાણે એ ઉપત્યકાની નમાઈ અને પહોળાઈ તપાસતી હોય તેમ સર્પાકારે વહે છે એ ઉપરાત જ્યા જુઓ ત્યા કમળ શિંગોડા અને જાતજાતના શાકપાન ઉગાડના દલો' (સરોવરો) રેલાયેલા છે જળપ્રલય ન થાય તે સરસ સદ્ભાગ્યનું આવા મલકમા ગંગાની નાળ જેવડા પ્રવાહને પૂછે જ કોણ? છતા આવો એક પ્રવાહ કાશ્મીરમા પણ પ્રતિષ્ઠિત થયો છે

એમા પાણી ઝાઝુ ભલે ન હોય પણ એ પ્રવાહ અખડ વહે છે ઓછો થતો નથી અને વધતો નથી પાણી ધોળુ ધોળુ છે તેથી જ એનુ નામ પડ્યુ હોવુ જોઈએ નારાયણાશ્રમમા અમે રહેતા ત્યાં પાસેથી જ એ દૂધગગા વહેતી એક લાંબુ લાકડુ નાખી એના પર પુલ બનાવેલો હતો દૂધગગા નાહવાને બહુ અનુકૂળ એમા ઊભા ઊભા નહાય અને તરવુ હોય તો થોડુ તરાય પણ ખરુ જુવા માદા હતા ત્યારે વાસણ ઊટકવામા કપડા ધોવામા અને બીજા વાપરમા દૂધગગાની મને ખૂબ મદદ થતી એ અજાણ્યા મુલકમા જ્યારે અમે બન્ને માદા હતા ત્યારે દૂધગગાની મદદ ન હોત તો અમારી શી વલે થાત!

કૃતજ્ઞતાને કારણે દૂધગગાનુ માહાત્મ્ય શોધવાનું મન થયુ ત્યાના સાર્વજનિક પુસ્તકાલયમા જઈ અનેક ચોપડીઓ શોધી કાઢી આવડી નાનકડી દૂધગગા ખૂબ દૂરથી આવે છે ને દૂર દૂર જાય છે એ જોઈ મને આશ્ચર્ય થયુ કયા ઋષિએ દૂધગગાને જન્મ આપ્યો, કોણે કોણે એને કાંઠે તપશ્ચર્યા કરી એ બધી હકીકત સશોધનપૂર્વક મે મેળવી ઇતિહાસની અનત બીનાઓની પેઠે આ માહિતી પણ વિસ્મૃતિના પ્રવાહમા ફરી તણાઈ ગઈ, અને મૂક કૃતજ્ઞતા જ કેવળ બાકી રહી છે

રોજ સવારે મઠના સાધુઓ નદી પર નાહવા ભેગા થતા અને રાતે સૌ સૂઈ ગયા પછી દૂધગંગાને કાંઠે બેસી હું આકાશના ધ્રુવનું ધ્યાન ધરતો એટલું યાદ છે મારું ધ્યાન પણ ઝાઝું ન ચાલ્યું કેમ કે કાશ્મીરમાં ધ્રુવ એટલો બધો ઊંચો હોય છે કે એના તરફ જોતાં ડોક દુખવા આવે છે. ત્યાં સપ્તર્ષિમાંનો અરુંધતી સહિત, વસિષ્ઠ, સીધો માથા પર વિરાજમાન થતો એ જોઈ કેટલું આશ્ચર્ય થતું!

કાશ્મીર-નય-વાહિની સતી-કન્યા દૂધગંગાને નમન હજો.

૧૯૨૬-'૨૭

## ૨૬
## સ્વર્ધુની વિતસ્તા

'દુનિયામાં જો કોઈ ઠેકાણે સ્વર્ગ હોય
'તો તે અહીં જ છે, અહીં જ છે, અહીં જ છે'

એમ સમ્રાટ જહાંગીરે ઝેલમ નદીનો ઊગમ જોઈ કહ્યું એનું એ વચન ત્યાંના અષ્ટકોણી તળાવની બાજુ ઉપર કોતરી રાખેલું છે ખરે-ખર એ સ્થાન સુરસ્વર્ગની પદવીને લાયક જ છે વેદકાળમાં આ નદીનું નામ વિતસ્તા હતું.

અંગેઅંગમાં અને રોમેરોમમાં પ્રાણ ફૂંકતો, ઠંડો મીઠો પવન જ્યાં વાય છે, જ્યાં વનશ્રી પોતાના યૌવનનો પૂરેપૂરો ઉન્માદ બતાવે છે, જ્યાં પહાડ પોતાના સૌંદર્યથી એ ખરેખર પહાડ છે કે રંગભૂમિનો પડદો છે એવી શંકા ઉપજાવે છે અને જ્યાંની શાંતિ ચૈતન્યથી ભરેલી છે એવે ઠેકાણે ઝેલમ નદીનો ઊગમ છે જહાંગીર બાદશાહે આ ઊગમના સ્થાન ઉપર એક સુંદર અષ્ટકોણી તળાવ બાંધ્યું છે અને અંદરનું પાણી! પાણી તો જાણે નીલમણિનો અમૃતરસ જોતાંવેંત થાય છે કે અહીં ગળીમાં રંગેલાં કપડાં કોઈએ ધોઈ કાઢ્યાં હશે, પણ એટલું સ્વચ્છ મીઠું પાણી બીજે ક્યાં મળે?

આ તળાવની એક બાજુમાથી જે સુંદર, સીધી નહેર વહે છે તે જ આપણી વિતસ્તા, ઝેલમ આ સ્વર્ગનો આનંદ લૂંટવા માટે જાણે ગંધર્વો માછલાંનું રૂપ ધારણ કરી આ તળાવમાં અને નહેરમાં

નાહવા ઊતર્યાં હોય એવી એમની શોભા છે. આ ભાગમાં માછલાં પકડવાની સખત મનાઈ ન હોત તો આ શોભાની શી વલે થાત? મેં મોટું તપેલું નહેરમાં ડુબાડ્યું તો તપેલામાં જ પાંચસાત નેહરુ માછલાં આવી ગયાં, એટલાં એ અહીં ભોળાં છે. મેં એમને પાછાં નહેરમાં મૂકી દીધાં.

આ સ્થાનને વેરીનાગ કહે છે. ત્યાંથી આગળ જતાં ખનબલ કરીને એક સ્થાન આવે છે ત્યાંથી ઝેલમ નદી હોડીઓ ચલાવવા જેટલી મોટી થાય છે. ખનબલ પાસે જ અનંતનાગ કરીને એક સુંદર તળાવ છે, અહીંથી બધે જમીન સમતલ છે. કાશ્મીરની આખી ખીણ એવી જ ચારે કોર સપાટ છે.

ઝેલમને સીધું ચાલવાનું સૂઝતું જ નથી. વળાંક લેતી લેતી મંદ ગતિએ આગળ જાય છે. એને કાંઠે એક મોટી વૈભવશાળી સંસ્કૃતિ વિસ્તરીને અસ્ત પામી. વિતસ્તા હજી એવી ને એવી જ વહે છે.

ખનબલથી આગળ જતાં બીજબ્યારા કરીને એક સ્થાન આવે છે. ત્યાં એક ખાસ ચિનારનું ઝાડ અમે જોયું; નવ જણાએ હાથ પહોળા કરીને બાથમાં એના થડનું માપ કાઢ્યું. બરાબર ચોપન ફૂટનો ઘેરાવો છે!

બીજબ્યારાના મંદિર વિષે અહીં એક રમૂજી દંતકથા અમે સાંભળી જે અંગ્રેજી લેખકોએ પણ નોંધી રાખી છે.

ધર્માંધ મુસલમાનો જ્યારે આ મંદિર તોડવા આવ્યા ત્યારે અહીંના પૂજારીઓએ ન કશો વિરોધ કર્યો, ન કાંઈ ધન આપી એ બચાવવાની વાત કરી. એમણે કહ્યું, "આવો, આવો, આ મંદિર તોડી નાખો. અમારાં શાસ્ત્રોમાં લખ્યું જ છે કે યવનો આવશે અને મૂર્તિનો નાશ કરી આ મંદિર તોડશે. અમારાં શાસ્ત્રોમાં લખેલું અન્યથા થનાર નથી." બુતશિકન ગાઝીને થયું, "જો આપણે મંદિર તોડ્યું તો આ કાફિરોનાં શાસ્ત્રો સાચાં હોવાનું પ્રમાણ મળશે. એના કરતાં જવા દો, એક મંદિર છોડી દઈએ." આ વાર્તા કેટલે દરજ્જે સાચી છે તે આપણે જાણતા નથી, પણ આપણે ત્યાંની વાણિયાની વાર્તા જેવી જ આ ચતુરાઈની વાર્તા છે ખરી. અને એ પણ ખરું કે બીજ-બ્યારાનું મંદિર મુસલમાન આક્રમણ કે અમલ દરમ્યાન પણ તૂટ્યું નથી.

અહીથી થોડે દૂર અનતપુર કરીને એક પ્રાચીન શહેર જમીન તળે દટાઈને ટેકરી થયુ છે ખેતરોમા ખોદતા જૂનુ સુદર બાધકામ, કેટલીયે પ્રાચીન કોઠીઓ અને કોનસો થઈ ગયેલા ચોખા અહી જડી આવેલા મેં નજરે જોયા છે.

નદી આમતેમ ભટકતી એટલી તો ધીમે ચાલે છે કે પાણીનો પ્રવાહ જણાતો જ નથી નદીના પ્રવાહની વિરુદ્ધ દિશામા જવાનુ હોય છે ત્યારે હલેસા મારવાને બદલે હોડીના નાકને ખૂબ લાબી દોરી બાધી એક યા બે જણા કાઠા ઉપરથી ખેચતા ચાલે છે હોડી પ્રવાહમા જ ચાલે, કાઠે ન આવે એટના માટે હોડીમા બેઠેલો માઝી હાથમાના હલેસાનુ સુકાન બનાવી નાસું પકડી રાખે છે

કાશ્મીરી શાલોના ખૂણા ઉપર જે કેરીના કે ડાજુના આકારની ભાત હોય છે તે અહીની કારીગરીની ખાસિયત છે જેનમ નદીના વળાક જોઈ કારીગરોને એ ભાત સૂઝી છે એમ કહેવાય છે એક વખતે અમે નદીમા એક બંદરથી ચૌદ માઈલની મુસાફરી કરી ત્યા તો પાછ્લા બદર ઉપર જરાક મોડો પડેલો મુસાફર ચાલી આવીને અમને મળ્યો એને કેવળ અઢી માઈલ જ ચાલવુ પડ્યુ એટલા બધા વળાંક આ નદી લેતી જાય છે

આ વળાકને કારણે પ્રવાહનુ જોર તૂટી જાય છે અને નદીનુ પાત્ર ઘસાતું નથી જ્યારે રેલસંકટ આવે છે ત્યારે જ માત્ર સર્વત સન્તુતોદકેની સ્થિતિ થઈ જાય છે અહીના પ્રાચીન ઇજનેર રાજાઓએ એની સામે એ નદીને કાબૂમા રાખવા માટે આવા અનેક વળાકો અને નહેરો ખોદી રાખ્યા છે

આ ઉપાય એટલો તો અકસીર છે કે આજે પણ એનુ જ અનુકરણ કરવુ પડે છે એક મોટી હોડીમાથી ભૂડના દાત જેવુ એક મોટુ રાક્ષસી હળ નદીના તળિયાની જમીન ખોદતુ જાય છે અને અદરનો કાદવ વીજળીના પપ વતી બહાર ફેકતુ જાય છે આ બધી પ્રવૃત્તિ વરાહમૂલમ્ (હાલનું બારામુલ્લા) ક્ષેત્રમા જોવાને મળે છે

બારામુલ્લા એ કાશ્મીરની ખીણની પેલી પારનો છેડો છે ત્યાથી આગળ જેનમ ખૂબ જોરથી દોડે છે

આ આખા પ્રદેશની વચ્ચોવચ્ચ કાશ્મીરની રાજધાની આવેલી છે શ્રીનગર શહેર નદીને બન્ને કાંઠે વસેલું છે નદી ઉપર અમુક અમુક અંતરે સાત કદલ (પુલ) બાંધેલા છે તે ઉપરાંત બન્ને બાજુએ શહેરની અંદર સુધી નદીમાંથી નહેરો ખેદની હોડીથી અનાયાસે પ્રવાહી શાંત રસ્તાઓ મળે છે નદીનો મુખ્ય પ્રવાહ એ ધોરી રસ્તો અને બાકીની નહેરો તે એ ધોરી રસ્તાને આવીને મળતા ગૌણ રસ્તાઓ રસ્તા પર જેમ ગાડીઓ દોડે છે તેમ અહીં લાંબી અને સાંકડી 'શિકારા' હોડીઓ તીરની પેઠે દોડે છે નદીમાં હોડીઓની ગમે તેટલી ધમાલ હોય તોયે એ અવાજ વગરની હોય છે

બપોરે જ્યારે મહારાજાના મંદિરની પૂજા પૂરી થાય છે અને આગલા દિવસના નિર્માલ્ય ફૂલો નદીના પટ ઉપર ફેંકી દેવામાં આવે છે ત્યારે એ ફૂલો લગભગ અર્ધો માઈલ સુધી ધીમે ધીમે લાંબી હારમાં સુંદરપણે વહેતાં દેખાય છે

અને આ નદીના કાંઠાની પ્રવૃત્તિ પણ કેવી ! કોઈ ઠેકાણે રોનકદાર ઓ વણાય છે તો કોઈ ઠેકાણે અપ્રતિમ ગાલીચાઓ એક ઠેકાણે અખરોટના લાકડામાંથી સુંદર કારીગરીનું કામ ચાલે છે તો બીજે ઠેકાણે રેશમનું કારખાનું કદરૂપા કીડાને ઉકાળીને એમાંથી સુંદર સુંવાળું રેશમ તૈયાર કરે છે ચીન તિબેટ તેમ જ સમરકંદ અને બુખારાના વેપારીઓ અહીં મહિનાઓ સુધી ધામો નાખી પડેલા હોય છે અને હોશિયાર પંજાબીઓ એમની સાથે વેપાર કરવામાં મશગૂલ હોય છે જ્યાં જુએ ત્યાં હાથ કરતાં નાકી બાયવાળા ડગલા પહેરેલા લોકો ફરતા દેખાય છે

આગળ જતાં એ જ જેલમ હિંદુસ્તાનના મોટામાં મોટા સરોવર વુલરમાં જઈને પડે છે અને એમાં અલોપ થઈ જઈ ગુપ્તરૂપે નામી મુસાફરી કરી બીજે છેડેથી બહાર નીકળે છે અને બારામુલાના તરફ જાય છે ત્યાં આ નદીમાંથી એક કૃત્રિમ નહેર પેદા કરી એમાંથી જે વીજળી તૈયાર કરવામાં આવે છે તે જ કાશ્મીર રાજ્યને શક્તિ પૂરી પાડે છે અમરનાથની નજીક આ નદી દિશા ફેરવે છે અને આગળ દોડતી જાય છે જેલમની આખી ખીણ એના સૌંદર્ય માટે પ્રખ્યાત છે

એ વર્ધમાન બાલ્યકાળ છે, જ્યારે અસ્ત એ વિજયી વીરના નિધન જેવો ગમગીન હોય છે. ઉષાના મુખ પર મુગ્ધ હાસ્ય હોય છે, જ્યારે સંધ્યાની મુખમુદ્રા પર ક્ષણજીવી ઉલ્લાસ અને વિલાસ હોય છે. સમુદ્રના રંગ ફરી પલટાવા લાગ્યા. સૂરજ આથમ્યો અને ધીરે ધીરે જોતજોતામાં તારાઓનું પારિજાત ફૂલવા લાગ્યું.

જહાજના વીજળીના સૌમ્ય દીવા તો ક્યારના ચમકવા લાગ્યા હતા. મને આ દીવા નાનપણથી બહુ ગમે છે. એટલા સૌમ્ય કે નજીકની આસપાસનું બધું દેખાય, છતાં દીવા આંખને આંજી ન નાખે. અંધારાને મારીને પોતાનું સામ્રાજ્ય હાંકવાની મહત્ત્વાકાંક્ષા એમનામાં નથી હોતી. અંધારા સાથે મીઠી માંડવાળ કરી, 'તમે પણ રહો અને અમે પણ રહીએ' એવી જીવનનીતિ આ દીવાઓએ પસંદ કરેલી હોય છે. શહેરના વીજળીના દીવા નવાસવા અધ્યાપકની પેઠે પોતાનો બધો જ પ્રકાશ ઠાલવી દેવા માગે છે. આગબોટના દીવા ગોગીઓની પેઠે આત્મન્યેવ સંતુષ્ટ હોય છે.

પથારીમાં પડ્યા પડ્યા અમે આ દીવાની વાતો કરતા હતા, એટલામાં અમારી આગબોટે ભોં ભોં . . . નો રણકો શરૂ કર્યો. મેં જાણ્યું કે એણે ક્યાંક બીજી બેંસ ભાળી છે. એટલામાં દૂરથી સામો રણકો સંભળાયો. હું બેઠો થયો. રાતના સમુદ્રમાં જહાજ જોવાનું મને બહુ ગમે છે. વીજળીના દીવાની એક લાંબી હાર, અને ઊંચી ડોલ-કાઠી પર બે રાતા મોટા દીવા ભૂતની પેઠે જ્યારે અંધારામાંથી દોડે છે ત્યારે આપણે જાણે પરીઓની દુનિયામાં પ્રવેશ કર્યો હોય એમ જ લાગે છે. જહાજનો ખૂણો જેમ જેમ બદલાય તેમ તેમ સામેનું દૃશ્ય નવી નવી રીતે ખીલતું જાય છે; અને જહાજ જ્યારે દૂર જાય છે અને અલોપ થવાની અણી પર આવે છે ત્યારે તો ઊંઘને લીધે ચાલતી સ્મૃતિ-વિસ્મૃતિ વચ્ચેની સંતાકૂકડી જેવું જ એ દૃશ્ય દેખાય છે. આકાશના તારા જોતો જોતો હું સૂઈ ગયો.

ત્રીજે દિવસે સવારે વરસાદ પડવા લાગ્યો. જહાજના એક ખ્રિસ્તી કારકુને આવી અમને બધાને નીચે જવાનું કહ્યું. લોકો આનું કારણ ઝટ ન સમજી શક્યા. એણે કહ્યું, 'એક મોટો વંટોળિયો અગ્નિખૂણા તરફથી

આ તરફ આવતો જણાયો છે' આને સાઈક્લોન કહે છે સાઈક્લોનમાં જહાજ સપડાય તો એ ભારે આફત જ ગણાય ઘણાં વહાણો સાઈક્લોનથી ડૂબી ગયાં છે પેલા મારફને કહ્યું કે, 'આમ તૂતક પર બેસશો તો વખત છે વંટોળિયાથી ઊડી જશો લોકો બીકના માર્યાં એક પછી એક નીચના મજલામાં ભરાઈ ગયા અમે નીચે જવાની સાફ ના પાડી એણે અમને સમજાવવાનો પ્રયત્ન કર્યો અમે કહ્યું 'વંટોળિયો આવશે તો આ મોટા મોટા દોરડાને પકડીને પડયા રહીશું'

'પણ વરસાદથી તમે ભીંજાઈ જશો'

'ભીંજાઈ જઈશું તો સુકાઈ પણ જઈશું'

અમારી જીદ જોઈ કારકુન ચાલ્યો ગયો વરસાદ આવ્યો સારી પેઠે આવ્યો વંટોળિયાનો ઘેરાવો ત્રણચાર માઈલનો હોય છે સદ્‌ભાગ્યે વંટોળિયો અમારા જહાજ સુધી ન આવ્યો ધૂમકેતુની જેમ વંટોળિયાને ચારે બાજુ પૂછડાં હોય છે એવો એક પૂછડાનો સપાટો અમારા જહાજને કંઈક વાગ્યો અમે સારી પેઠે ભીંજાયા એટલે અમે નીચે જવાને બદલે ઉપલી કેબિનમાં જઈ બેઠા

આખરે રંગૂન આવ્યું બંદર પર ઊતરનાર લોકોની અને તેમને લેવા આવેલા ઇષ્ટમિત્રોની ભીડનો પાર ન હતો ડૉ પ્રાણજીવન મહેતા જાતે અમને લેવા બંદર પર આવ્યા હતા અમે જોયું કે રંગૂનમાં જ્યાં ત્યાં રબરી રસ્તા છે એટલે ગાડીઓ દોડે ત્યારે ફક્ત ઘોડાના પગનો જ અવાજ થાય

તે દિવસ આખો અમારા પગ તળેની જમીન જાણે ડોલતી હોય એવું અમને લાગતું એક દિવસના આરામ પછી જ ત્રણ દિવસનો સમુદ્ર ભેજામાંથી ઊતરી ગયો

માર્ચ, ૧૯૨૭

## ૫૫
# સરોવિહાર

અમારે રગૂન પાસેનું પ્રખ્યાત સરોવર જોવુ હતું યુરોપનો આકાર જેમ વાકોચૂકો છે તેમ આ સરોવરનો પગ છે એમા કેટલાય અખાતો, ભૂશિરો અને સયોગીભૂમિઓ હશે રગૂન એ કોકણના જ અખાત પર આવેલુ હોવાથી અને સમુદ્ર નજીક હોવાથી ત્યાંની વનશ્રી પણ મને કોકણ જેટલી જ ખુશનુમા લાગી જ્યા જુઓ ત્યા મોટા મોટા ઝાડ. સૃષ્ટિએ જાણે પોતાનો બધો જ વૈભવ બતાવવા બહાર કાઢ્યો હોય વનશ્રી અને જલદેવતાનુ જ્યારે મિલન થાય છે ત્યારે લક્ષ્મી ત્યા વગર નોતરે પણ આવવાની જ અમે પાછલે પહોરે એ સરોવર પાસે જઈ પહોચ્યા કેટલીય વખત સરોવરને કાઠે કાઠે સહેલ કરી દરેક ખૂણેથી સરોવરની શોભા જુદી દેખાય કેટલાક રૂપગર્વિત ઝાડો આખો વખત સરોવરના અરીસામા પોતાનું દર્શન કર્યા જ કરતા હતા

ફરતા ફરતા અમારી ધીરજ ખૂટી સરોવર તો નૌકાવિહારને માટે જ ઈશ્વરે સરજેલુ છે હમસી જેતને ઓનાની એની હોડીમાં અમે બેઠા, અને કશા ઉદ્દેશ વગર અનેક દિશાએ ફર્યા વચમા એક બેટ આવેલો હતો એની મુલાકાત લીધા વગર પાછા કેમ ફરાય? બેટ પર એક સુદર આરામગૃહ બાધેલુ હતું એના પગથિયાની બે બાજુએ પગ સિમેટથી બનાવેલા બે ભયકર અજગર લાબા થઈને પડ્યા હતા હોડી ચલાવતા એક લાકડ વળીએ બેટને એકાએક શ્વેડેગોન પેગોડા પોતાના ઊચા શિખરથી દર્શન દે આગ્રાના કિનારાથી તાજમહાલ જોવાની જે મજા આવે છે તેવી જ મજા અહી મળતી વસ્તુની નજીક જઈએ એટલે એનુ બધુ સૌદર્ય પ્રગટ થાય છે, પણ એનુ કાવ્ય તો દૂરથી જ ખીલે છે આ ખૂબી જાણવાથી જ શુ ચાદાસૂરજ અને નક્ષત્ર તારા આપણાથી આટલા દૂર દૂર વિચરતા હશે?

સાજ પડી એટલે અમારે પરાણે પાછા આવવુ પડ્યુ સરોવરે અમને શકુતલાની પેઠે ફરી આવવાનું આમત્રણ તો આપ્યુ જ એટલે

બીજે દિવસે સવારે નાહવાનો કાર્યક્રમ કાઢી અમારી એક મોટી ટોળી ઊપડી ત્યાં પહોંચ્યા પછી અમારી સાથેના લોકોએ કહ્યું કે 'ગોરાઓની બોટિંગ ક્લબને લીધે આ સરોવરમાં નાહવાની મનાઈ છે ' તડકો થતાં મદ સિડાઈ જાય તેમ મારો ઉત્સાહ બિનાઈ ગયો આટલી મહેનત પછી રસપૂર્ણ સરોવરમાં તરવાના લહાવાથી વંચિત થવું કોને ગમે? પણ અમારી સાથેના ભાઈઓ થોડા જ સત્યાગ્રહીઓ હતા? તેઓ છડેચોક કાયદાની સામે થવાને બદલે ચૂપચાપ કાયદો તોડવાનું વધારે પસંદ કરનારા એમણે સરોવરમાં ચારનો એક એકાંત ખૂણો શોધી કાઢ્યો હતો જ્યાં ગોરાઓની હોડીઓ પણ ન આવે અને એમની દૃષ્ટિ પણ ન પહોંચે એ સ્થાને પહોંચતાં મેં જોયું કે એની શોભા કંઈ બીજા ખૂણાઓ કરતાં ઓછી ન હતી એકાંતમાં ચોરીથી નાહવાનો લાભ લેવામાં કંઈક જુદો રસ પણ હતો ગિરધારીને તરતાં આવડતું ન હતું, એના શ્રીગણેશ પણ અહીં જ થયા પાણીમાં તરતા રહેવાનો અનુભવ જ્યારે પહેલવહેલો મળે છે ત્યારે માણસને જે આનંદ થાય છે તેને ઉપમા આપવી હોય તો ઈંડું ફોડીને બહાર નીકળેલા પક્ષીના આનંદની જ આપી શકાય ખૂબ તડકો નીકળ્યો તોયે ગિરધારી પાણી બહાર નીકળવાનું નામ ન લે અર્ધો કલાક વધારે રહેવાને એ મને અંગ્રેજીમાં વીનવે, અને એ ન માનું એટલે બંગાળીમાં વિનતી કરે જાણે ભાષા બદલવાથી વિનતીમાં વધારે જોર આવતું હોય એને નારાજ કેમ કરાય? અમે મનસોક્ત જળવિહાર કર્યો

યયાતિને પણ જો જીવનનો લહાવો છોડવો પડ્યો તો અમારા તરવાના લહાવાનો અંત આવ્યો એમાં નવાઈ શી? થાકેલે પણ હળવે શરીરે અમે પાછા ફર્યા રસ્તામાં અનેનાસના બગીચા હતા દૂર દૂર સુધી કાંટાળા અનેનાસના ફુવારા જમીનમાંથી ઊડતા હતા અનેનાસનો આવડો મોટો બગીચો કદી જોયેલો નહીં એટલે પેટમાં ભૂખ હોવા છતાં અને અહીં અનેનાસની પ્રાપ્તિની જરા પણ આશા ન હોવા છતાં લાંબા વખત સુધી અમે ત્યાં ઊભા રહ્યા

માર્ચ, ૧૯૨૭

# ૫૬

# સુવર્ણદેશની માતા ઐરાવતી

ઈરાવતી કે ઐરાવતી? હુ માનુ છુ કે નદીનુ નામ ઇંગ્રા ઘાસ ઉપરથી ઈરાવતી પડેલુ હોવુ જોઈએ આ નદીના કાંઠાનુ પૌષ્ટિક ઘાસ ખાઈ મદમત્ત થયેના હાથીને ઐરાવત કહેતા હશે અથવા ઇન્દ્રના ઐરાવત જેવી મહાકાય અને ગજગતિએ ચાલનારી આ નદી જોઈ કોઈ બૌદ્ધ ભિક્ષુને થયુ હશે, "ચાલો, આને જ આપણે ઐરાવતી કહીએ"

પણ ઐતિહાસિક કલ્પનાતરંગ ચલાવવાનુ કામ ભેખડ લોકોનુ છે મુસાફરને એ ન પોસાય.

ઐરાવતી જો હિંદુસ્તાનમા હોત તો સંસ્કૃત કવિઓએ એને વિષે ઐરાવતી જેટલો જ પહોળો અને લાંબો કાવ્યપ્રવાહ વહેવડાવ્યો હોત બ્રહ્મદેશના કવિઓએ એમની આ માતા વિષે અનેક કાવ્યો લખ્યા હોય તો આપણે શુ જાણીએ? બ્રહ્મી નથી આપણી જન્મભાષા કે શાસ્ત્રભાષા અથવા રાજભાષા પડોશની ભાષા શીખવા જેટલી પ્રવૃત્તિ આપણામા છે જ ક્યા? ઘણા વર્ષો સુધી પરદેશમા રહ્યા તો આપણે ત્યાની ભાષા બોલી શકીએ પણ એ ભાષાના સાહિત્યનો આસ્વાદ મેળવવા જેટલી મહેનત આપણે નથી જ કરતા કોઈ અંગ્રેજ જો બર્મી ભાષા શીખી બર્મી કવિતા અંગ્રેજીમા કરી આપે તો જ વખતે તે આપણે વાચીએ

કોઈ પણ દેશ ઐરાવતી જેવી નદી માટે મગરૂર અને કૃતજ્ઞ થઈ શકે બ્રહ્મદેશમા રંગૂનથી ઉત્તર તરફ છેક મંડાલે સુધી અમે ટ્રેનમા ગયા હતા ત્યાથી નજીકના અમરાપુરા જઈ અમે ઐરાવતીના પ્રથમ દર્શન કર્યા અમરાપુરા પાસે પ્રચંડ બૌદ્ધ મૂર્તિઓ છે એની અમને ભાળ લાગી હોત તો બુદ્ધ ભગવાનના દર્શનથી જ ઐરાવતીના વિહારની અમે શરૂઆત કરી હોત

અહી પણ નદીનો પટ ખૂબ પહોળો છે નદીનો પ્રવાહ ધીરોદાત્ત ગજગતિએ ચાલે છે આવી નદીના પૃષ્ઠ ઉપર હોડીમા અથવા 'લાકર' (સ્ટીમલૉંચ)મા બેસી મુસાફરી કરવી એ જીવનનો એક લહાવો જ છે

અમરાપુરાથી મડાલે પાછા જઈ અમે 'વાફર'મા બેઠા દરિયાની મુસાફરી જુદી અને નદીની મુસાફરી જુદી નદીમા મોજા નથી હોતા બે બાજુનો કાંઠો આપણને સાથ દે છે અને આપણને નથી લાગતુ કે આપણે જીવન નામ ધારણ કરનાર પણ જીવલેણ એવા મહાભૂતના સકજામા સપડાયા છીએ નદીનો પ્રવાસ એ પૃથ્વીના ગોળાના હવામા ચાલતા સનાતન પ્રવાસ જેટલો જ શાત અને આહ્લાદક હોય છે અત્યારે એ ઐરાવતીના પ્રવાસનુ સ્મરણ કરુ છુ ત્યારે દ્રૌપદીસમી માનિની નર્મદાનો ચાણોદ-કર્નાળી તરફનો પ્રવાસ, સીતાસમી તાપીનો સાગર-સગમ સુધીનો પ્રવાસ, કાશીનન્દવાહિની ભારતમાતા ગગાનો પ્રવાસ, મથુરા-વૃદાવનનો કૃષ્ણસખી કાલિદીનો પ્રવાસ, કાશ્મીરના નદનવનમા કરેલો પાર્વતી વિતસ્તાનો પ્રવાસ અને વનશ્રીના પિયરરૂપ ગોમાંતક પ્રદેશમાનો અથવા કેરળનો જલપ્રવાસ એકસામટા યાદ આવે છે એમાયે ધરાઈએ એટલો લાબો પ્રવાસ તો વિતસ્તા અને ઐરાવતીનો જ સિંધુ, ગગા, બ્રહ્મપુત્રા અને નર્મદાને તોલે આવે એવી આ નદી છે ઐરાવતીનો પટ અને પ્રવાહ જોતાવેત કોઈ મહાન સામ્રાજ્ય પર રાજ કરનાર આ કોઈ સમ્રાજ્ઞી તો નથી હોય એવો ભાવ મનમા આવે છે આરાકાન અને પેગુ યોમા એનુ રક્ષણ કરે છે ખરા, પણ ઐરાવતીની પ્રતિષ્ઠા સાચવવા તેઓ આદરપૂર્વક દૂર દૂર ઊભા છે.

અમારુ જહાજ ચાલ્યુ કામધેનુનાં વત્સો જેમ સાજ પડ્યે મા પાસે દોડતા આવે તેમ આસપાસના વિસ્તીર્ણ પ્રદેશના ટોળેટોળા શ્રમજીવી કૃષીવલો ઐરાવતીને કાંઠે ભેગા થાય છે અમારુ જહાજ એ એક મોટી ચાલતી ગુજરી જ ગણાય નાનુ કે મોટુ બંદર આવે એટલે અમારુ જહાજ લોકોને આમત્રણ ફૂકે બસ કીડીઓનો રાફડો ઊભરાય તેમ લોક દોડતા આવે ખાવાની ચીજો, કપડા, નેતરના વાસણો, કારીગરીની વસ્તુઓ, જાતજાતના પદાર્થો જહાજ પર ફેલાય જહાજમા પણ કેટલાક વેપારીઓ પોતાનો માલ લઈને તૈયાર બેઠા જ હોય પક્ષીઓ કલબલ કરે તેમ લેવડદેવડનો ઘોંઘાટ શરૂ થાય આપણે ભાષા જાણતા હોઈએ તો જ ઘોઘાટનો કટાળો આવે અહીં લોકો લડે, વઢે કે રડે, આપણે મારે બધુ સરખુ, જાણે એક મોટુ નાટક ભજવાય છે

વિનિમય પૂરો થાય એટલે જહાજ ઊપડે વિમાનાની તૈયારીમા હોય એવી ભેંસ જેવુ અમારુ જહાજ ડોલતુ ડોલતુ ચાલે જહાજના એક હનમ્ટ ગોરા અમલદાર સાથે અમારુ બગડવાથી અમારી મુસાફરીની શરૂઆત મીઠા પાણીમા પણ ખારી થઈ ગયેલી પણ મદ મદ પવનમા એ બધુ ઊડી ગયુ અને અમે કુદરતની પેઠે પ્રસન્ન થયા

ફરી એક બદર આવ્યુ અહી વેપાર કઈ વિશેષ ચાલતો હશે નાનીમોટી અસખ્ય હોડીઓનુ ધણ નદીને કાંઠે કાદવમા આળોટતુ હતુ ઢોરની પીઠ પર માખીઓ બણબણે તેમ ગામડાના છોકરાઓ આ હોડીઓ વચ્ચે કૂદતા ને રમતા હતા અહી લોકોમા છૂદણાનો શોખ ભારે હોય છે એમની કેળાના રગની ચામડી પર લાલ અને લીલા છૂદણા શોભે છે પણ ખરા મહારાષ્ટ્રના ગામડામા એવી માન્યતા છે કે આ ભવે શરીર પર ઘરેણા છૂદીએ તો આવતે ભવે સોનાના ઘરેણા મળે અને કપાળ પર ચાદનો કે ચદ્રમા છૂદવાથી અખડ સૌભાગ્ય મળે અહીના લોકોમા પણ એવી કઈક માન્યતા હોવી જોઈએ, કેમ કે ઘણા ગામડિયાઓ કેડથી ગોઠણ સુધીના આખા ભાગ પર ભાતવાળી લુગી છૂદાવે છે તેથી જે કેટલાક ભાઈઓ નદીમા ઉઘાડા નાહવા પડ્યા હતા તેઓ કપડા વગર પણ નાગા જેવા લાગતા નહોતા જહાજ વધારે થોભવાનુ હોય ત્યારે અમે કિનારા પર જઈ પાસેના ગામડામાં ફરી આવતા અહી ઘરો અને શેરીઓથી અમારી આખો ટેવાઈ ગઈ હતી એમની ભાષા અમને નહોતી આવડતી, છતા એ નિર્વ્યાજ ગામડિયાઓનુ જીવન અમને પરિચિત જેવુ જ લાગતુ મુત્સદ્દી અને વેપારી લોકોના રાગદ્વેષો બાદ કરીએ અને ધાર્મિક અધાર્મિક લોકોની કલ્પનાસૃષ્ટિ કોરે મૂકીએ તો માણસજાત બધે સરખી જ છે હુ માનુ છુ કે દુનિયાભરમા ગામડા બધા રૂપે અને સ્વભાવે સરખા જ હોવા જોઈએ

પ્રવાહ સાથે જાણે તાન ધરતા હોય તેવા સ્તૂપો અને મદિરો વચમા વચમા આવી જતા ઊંચી ટેકરીઓ અને શિખરો હમેશ માણસજાતને પ્રિય છે જ તેમા વળી નાઈલ નદી જેવી ઐરાવતી ચારે દિશાએ પોતાની કૃપાનો ઉત્પાત દેખાવે ત્યારે ઊંચા ઊંચા સ્થાનો

એ જ માણસનું આશ્રયસ્થાન થઈ પડે છે એના પ્રત્યેની કૃતજ્ઞતા મંદિર બાંધીને માણસ ન દાખવે તો બીજી કઈ રીતે વ્યક્ત થાય? કુદરતે આપણને શીખવ્યું છે કે, લીના પાંદડામાં પીળાં પરિપક્વ ફળ પોતાની મીઠી ખુમારી દાખવી શકે છે એ પાઠનો લાભ લઈ અહીંના લોકોએ ઝાડો વચ્ચે મંદિર બાંધી એના પર આકાશનું આનંત્ય ચીંધનાર નોનાની આગળીઓ ઊંચી કરેલી છે કુદરતની શોભા માણસ સુધારી ન શકે એમ માનનારાઓએ આ શિખરો એક વાર જોવાં જોઈએ

બપોરનો વખત હતો અંગ્રેજી જાણનાર એક બ્રહ્મી પોલિસ્ટિયન જોડે અમે વાતો કરતા હતા એટલામાં એક નીરવ સાદ સંભળાયો છિંદવીન નદી પોતાનો કરભાર લઈને ઐરાવતીને મળવા આવી હતી બેનો શો પ્રેમસંગમ! રામદાસ અને તુકારામ એકબીજાને મળ્યા હોય અથવા ભવભૂતિ શેતરંજ રમતા કાળિદાસને પોતાનું 'ઉત્તરરામચરિત' સંભળાવતો હોય એવો એ દેખાવ હતો

કલ્પનામાં તો છિંદવીનના અજ્ઞાત પ્રદેશમાં શાન રાજ્યો સુધી હું જઈ પણ આવ્યો હાથમાં તીરકામઠું અથવા કુહાડી લઈને ફરનાર નિશ્ચિંત અને નિર્ભય એવા કેટલાયે વનવાસીઓ મને ત્યાં મળ્યા સંશય આવે તો જીવ લેનાર અને વિશ્વાસ બેસે તો જીવ આપનાર એ કુદરતના બાળકોનું દર્શન સુધારાનો કાદવ ધોઈ કાઢનાર મંગલસ્નાન જેવું હતું જહાજ પરનું પક્ષી ગમે તેટલું ઊડે તોયે આખરે જહાજ પર જ પાછું આવે છે તેમ કલ્પના પણ જગતની સહેલ કરી ફરી પાછી જહાજ પર આવી કેમ કે અમે પકોક્કુ બંદર પર આવી પહોંચ્યા હતા

પકોક્કુ પાસેની કાદવવાળી નદીમાં નાહી અને બ્રહ્મી પરોણાગતનો સ્વીકાર કરી અમે ફરી જહાજ ઉપર સવાર થયા અને ઘાસલેટના કૂવાઓ જોવા યેનનજાવ સુધી પહોંચ્યા અહીં અમેરિકન મજૂરોનું રાજ ચાલે છે એમ કહી શકાય આસપાસ વનશ્રી નહીં જેવી અહીં એક તરફ આ ઘાસલેટના કૂવાનું આધુનિક ક્ષેત્ર અને બીજી તરફ ટેકરી પર આવેલા નાનકડા પ્રાચીન બૌદ્ધ મંદિરનું તીર્થક્ષેત્ર બંને જોઈ કેટલાયે વિચારો મનમાં આવ્યા મંદિરની કારીગરીમાં હાથીના મોઢા-

વાળું એક પક્ષી કોતરાયેલું હતું. બીજા પણ અનેક સંકરો અહીં જણાયા. પાસેના મઠમાં કેટલાક બૌદ્ધ સાધુઓ રાગડા તાણીને સંધ્યાકાળની પ્રાર્થના કે એવો જ કંઈક વિધિ કરતા હતા. ઐરાવતીને જાણે કશો પક્ષપાત ન હોય એવી રીતે ઘાસલેટના કૂવાના પંપનો ધમાલિયો અવાજ પણ એ પોતાના હૃદય ઉપર વહન કરે છે અને अनिच्छा वत सखारा लुप्पादव्यय-धम्मिणो‌નો શ્રાંત અથવા ચિરંતન સંદેશો પણ વહન કરે છે. અમેરિકાનું સામર્થ્ય ભલે અજોડ હોય પણ એ ખંડ તો બાળક જ કહેવાય ને? એને જીવનનું રહસ્ય આટલામાં ક્યાંથી હાથ લાગવાનું? એને તો નદીને કાંઠે ત્રણ ત્રણ હજાર ફૂટ ઊંડા કૂવા ખોદી ઘાસલેટ કાઢવાનું જ સૂઝવાનું. દુનિયાના સર્વ સૃષ્ટ પદાર્થો ઉત્પન્ન થાય છે ને નાશ પામે છે, એમાં બધું જ નશ્વર અને વ્યર્થ છે, અસાર છે, સાર તો કેવળ એમાંથી બચી જઈ નિર્વાણ મેળવવામાં છે, એ વાત કયો અમેરિકન સ્વીકારી શકે? પણ ઐરાવતી નદી તો નવ-ઉત્સાહને લીધે જ્ઞાનનો ઇન્કાર ન કરે અને જ્ઞાનના ભારથી ઉત્સાહ નહીં ખોઈ બેસે. એને તો મહાસાગરમાં વિલીન થવું છે અને છતાં એ વિલીન થવાનો આનંદ અખંડ જાગતો અને વહેતો રાખવો છે.

યેનનજાંગથી અમે પ્રોમ સુધી ગયા અને ત્યાં ઐરાવતીની વિદાય લીધી. અહીંથી આગળ જઈ, એ મહાનદી અનેક મુખે સાગરને મળે છે. ઐરાવતી ખરેખર સુવર્ણદેશની માતા છે.

માર્ચ, ૧૯૨૭

## ૫૭

# સમુદ્રના સહવાસમા

[આફ્રિ ૧ જતા]

મુંબઈથી મામોંગોના જતા સુધી નજરને હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનો સાથ હતો માતા દૃષ્ટિઆડ થાય નહી ત્યા સુધી જેમ બાળકને વિશ્વાસ હોય છે કે આપણે માતા સાથે જ છીએ, તેવી જ રીતે કિનારો દેખાતો હતો ત્યા સુધી હિંદુસ્તાન છોડ્યુ એમ લાગતુ ન હતુ મામોંગોના છોડ્યુ અને અમારી આગબોટ 'કંપાલા'એ સ્વદેશ સાથે કાટખૂણો કરી સીધો ભરદરિયામા પ્રવેશ કર્યો જોતજોતામા હિંદુસ્તાનનો કિનારો અલોપ થયો અને ચારે કોર ફક્ત પાણી અને પાણી જ ફેલાયુ રાત પડી અને આકાશની વસ્તી વધી પરિણામે એકલવાયાપણુ ઘણુ ઓછુ થયુ પણ જેમ જેમ ભૂમધ્ય રેખા તરફ જવા લાગ્યા તેમ તેમ હવાની અને વાદળાંઓની ચચળતા વધી મોસમ સારી હોવાથી સમુદ્ર શાન્ત હતો મોજાઓ જરાક જરાક હસીને વિરામ પામતા હતા કેટલાક મોજાઓ કાગી છીકની પેઠે ઊછતા ઊછતા જ શમી જતા હતા સમુદ્રનો રગ કોક વખતે ભૂરી શાહી જેટલો નીળો થતો, કોક વખતે કાળો મેશ અને જહાજ પાણી કાપતુ જાય ત્યારે બે બાજુ એનુ જે ધોળુ ફીણ ફેલાય છે, તેની અનેક અમરી ભાત બની જતી નીળા સાથે એની એક શોભા, જ્યારે કાળા સાથે બીજી પ્રથમ પ્રથમ સમુદ્રના મોઢા ઉપર મોજાઓ ઉપરાત, ચામડા પર હોય છે એવો કરચલીઓનો 'દાણો' દેખાતો હતો કોક વાર એ બધી કરચલીઓ અલોપ થઈ પાણી ચળકતા વાસણોની પેઠે સુવાળુ દેખાતુ હતુ જહાજ ધીમે ધીમે ડોલતુ જતુ હતુ જહાજો કદમા નાના હોય છે ત્યારે વધારે ડોલે છે મોટા જહાજો પોતાની ધીરગતિ સહેજે છોડતા નથી સામેથી મોજાઓ આવે તો જહાજ ડોલના ઉપરાત ઘોડેસ્વારની પેઠે આગળ પાછળ ડોલે છે, જેને અગ્રેજીમા 'પિચિંગ' કહે છે પિચિંગ લાંબા વખત સુધી ચાલે તો માણસને એ ગમતુ નથી સદતુ પણ નથી

પણ એને બધ શી રીતે કરાય? હીચકા ખાઈને કટાળ્યા હોઈએ તો હીચકો બધ કરી એના પરથી ઊતરી જવાય છે પણ અહી તો એક વાર જહાજમા બેઠા કે આઠ દિવસ સુધી એનુ ડોલવુ અને હીંડોળવુ માન્ય રાખ્યે જ છૂટકો કોક વખતે શકા આવતી કે બન્ને ગતિના મિશ્રણથી ચક્કર આવશે કે કેમ? મનમા એવી પણ બીક પેસતી કે ચક્કરની શકા મનમા ઊઠી એટના માટે પણ ચક્કર આવશે ખાતી વખતે પણ સ્વાદપૂર્વક ખાતા હોઈએ તોયે મનમા શકા રહે જ કે ખાધેલુ પેટમા ટકશે ખરુ? એ શકા મારી સહેલી નથી હોતી ગમે તેમ તો, અમે અમારા આઠે દિવસ કશા અકસ્માત વગર ખૂબ આનદમા પસાર કર્યા લોકોએ બીક બતાવી હતી કે છેલ્ના ચાર દિવસ ભારે જશે પણ એવુ કશુ થયુ નહી ભૂમધ્ય રેખા જે દિવસે અમે ઓળગી તે દિવસે અમુક વખત સુધી પવન સુસવાટભર્યો વહેતો હતો પણ તેથી અમે કાઈ ગમગીન થયા નહી

ચારે કોર જ્યારે પાણી જ હોય છે ત્યારે થોડો વખત એની મજા પડે છે પછી આખુ વાતાવરણ ગભીર બની જાય છે એ ગભીરતા ઓસર્યા પછી આખોને અકળામણ થાય છે આપણી આખી સૃષ્ટિ આ જહાજ પૂરતી વિશાળ દરિયા આગળ એ કેટની નાનકડી અને તુચ્છ! દરિયાની દયાથી જીવનારી અને બાકી બધુ પાણી, પાણી અને પાણી આટલા પાણીનો ઉદ્દેશ શો? જમીન પર ધરતીનો ગમે તેટલો વિશાળ ખડ જોતા હોઈએ તોપણ એમ નથી લાગતું કે આટલી જમીન શા માટે સર્જાઈ હશે? વિશાળ અને અનત આકાશ જોઈને પણ એમ નથી લાગતું કે આટલું આકાશ શા કાજે નિર્માયુ હશે? પણ સમુદ્રના પાણી જોઈને એ વિચાર મનમા અચૂક ઊઠે છે જમીનથી ટેવાયેની આખો પાણીનો વિસ્તાર અખડ જોવો પડવાથી અકળાય છે અને અતે થાકીને ક્ષિતિજ પરના વાદળા જોઈને વિસામો મેળવે છે પણ ઘણી વાર એ વાદળા આકાર વિનાના અને અર્થહીન હોય છે આકાશ જ્યારે મેદૂર બને છે ત્યારે તો એની ગમગીની અસહ્ય થઈ ઊઠે છે ઈશ્વરની કૃપા છે કે અકળામણનો પણ અતે અત આવે છે અને ખુલ્લી આખો પણ અતર્મુખ થઈને મન ઊડા વિચારમા મહાલે છે

રાત્રે અને ખાસ કરીને વહેલી સવારે તારાઓ જોવાની મજા હતી પણ 'આખુ આકાશ એકસામટુ જોવા ન જ દઈએ' એમ કહી વાદળાઓ બાળકોની પેઠે આકાશના મોઢા ઉપર પોતાના હાથ ફેરવતા હતા એમની દયાથી જે વખતે જેટલો ભાગ દેખાય તેટલો જ વાચી લેવાનુ અમારુ કામ રહેતુ ગુરુવારની સવાર હશે જહાજ સીધુ ચાલતુ હતુ અને એના મુખ્ય થાભલા પાછળ છેક પાછળની બાજુ શર્મિષ્ઠા હતી થાભ ।। આડે ભાદ્રપદાનુ ચોરસ જેમતેમ ગોઠવાઈ જતુ હતુ ઊતરતા ધ્રુવની પડખે દેવયાની ઊગતી હતી પોણા પાચ વાગ્યા અને ત્રિભાણ્ડ શ્રવણ માથા પરના ખસ્વસ્તિકને ઠેકાણે લટકવા લાગ્યો હસ, અભિજિત અને પારિજાત ત્રણે મળીને એક સુદર ચદરવો થયો હતો ડાબી બાજુ ગુરુ, ચદ્ર અને શુક્ર એક લીટીમા આવ્યા હતા ચદ્રનુ ચાદરણુ એટલુ આછુ હતુ કે એને છારાની ઉપમા પણ ન અપાય સામી બાજુ જોતા ડાબે વૃશ્ચિક એના અનુરાધા, જ્યેષ્ઠા અને મૂળ સાથે લટકતો હતો, જ્યારે જમણી બાજુ સ્વાતિ આથમતી હતી મિચારો ફ્રેનમત્સ્ય લગભગ ક્ષિતિજ ભેગો થયો હતો બીજે દિવસે ચદ્રનો પક્ષપાત શુક્ર તરફ વધ્યો રાત્રે સપ્તર્ષિના દર્શન કરી અમે સૂતા હતા તે વખતે આકાશમા પુનર્વસુનુ હોડકુ અમારી સાથે દક્ષિણની મુસાફરીએ ઊપડેલુ જોઈ ઘણો આનદ આવતો પુનર્વસુના વહાણમા બેસવાના ચિત્રાના કોડ હજી અતપ્ત જ રહ્યા છે, વખતે મઘા નક્ષત્રની અદેખાઈ એને આડે આવતી હશે! શનિવારે ચદ્ર અને શુક્રની યુતિ શોભતી હતી છેલ્લે છેલ્લે એ બન્નેએ નીલો રગ ધારણ કર્યો હતો ભાદ્રપદાનુ પરોણુ નાળચુ અહી ઘણે ઊચે ચઢેલુ દેખાતુ હતુ

ગઈ કાલથી ધ્રુવ અલોપ થયો હતો

સવારે જ્યારે ઉષા સ્વાગત કરવા સ્મિત કરે છે તે વખતે આખા ક્ષિતિજ આગળ રૂપા જેવી ચળકતી કિનારી અને છે ત્યાર પછી સમુદ્ર પ્રસન્નપણે હસે છે અને ઉષાને પ્રકટ થવાને ગુલાબી અવકાશ આપે છે

શનિવારે સામી બાજુથી આવતુ એક વહાણ દેખાયુ દીવાનો પ્રકાશ મિચમિચાવી એણે અમારા જહાજ સાથે વિવેક કર્યો અમારા જહાજે સામે વિવેક કર્યો હશે જ એ જહાજે બદ્દ પાસે આવ્યા હોત

તો ગાન્ને ભાંભરતા; પણ જ્યાં અવાજ પહોંચતો નથી ત્યાં પ્રકાશથી વાતો કરવી પડે છે. ચાર દિવસના એકાન્ત પછી અમારા જહાજ જેવી જ બીજી એક સૃષ્ટિ જીવનના પટ પર વિહરતી જોઈ ખૂબ જ આનંદ થયો. અમારા જહાજ પરના લોકો આફ્રિકાનાં સ્વપ્નાં સેવતા હતા. સામા જહાજ પરના ઉતારુઓ હિંદુસ્તાનનાં સ્વપ્નાં સેવતા હશે. દરેક વહાણના ઉતારુઓના મનોવ્યાપારનો સરવાળો કર્યો હોય તો કેવી મજા પડે!

જહાજ પર ઉતારુઓની ત્રણ ન્યાતો હોય છે. પ્રતિષ્ઠાની અસ્પૃશ્યતા ભોગવનારા તે પહેલા વર્ગના ઉતારુઓ. એમને વધારે સગવડ મળે એવું કાંઈ નહીં, પણ એમના ગન્યમાં બીજા કોઈ જઈ ન શકે એ એમની મોટાઈ. ઉપરના તૂતકનો મોટો ભાગ એમના આરામ અને રમતો માટે રાખેલો હોય છે. બીજા વર્ગના ઉતારુઓ પણ સારી સરખી સગવડ ભોગવે છે. ત્રીજા વર્ગના ઉતારુઓ માણસમાં ગણાય જ નહીં. એમનાં ઘણુ ગમે ત્યાં ગોઠવાયેલાં હોય. આઠ દિવસ સુધી માણસને પશુ-જીવન ગાળવું પડે એ હાડમારી નાનીસૂની નથી.

અને હવે બીજા ત્રીજા વચ્ચે એક ઇન્ટરનો વર્ગ ઉપજાવેલો છે. પશુ અને માણસ વચ્ચેનો એ વાનર-વર્ગ કહેવાય. એમાં ઘણી ભીડ હોવા છતાં માણસની પેઠે સૂઈ શકાય છે એ જ ગનીમત.

અમે જહાજ પર છીએ એની જાણ કેટલાક લોકોને થઈ એટલે અનેક લોકો અમારી સાથે વાતો કરવા આવતા. એમાંયે અમે સવાર-સાંજ પ્રાર્થના કરીએ છીએ એ સમાચાર જ્યારે જહાજના ખલાસીઓ સુધી પહોંચ્યા ત્યારે એમણે અમને નીચેના ડેક ઉપર સાંજે પ્રાર્થના માટે બોલાવ્યા. લગભગ બધા ખલાસીઓ સુરત જિલ્લાના હતા. ભજનના રસિયા. અનેક ભજનો જાણે; અને રાગ સાથે ગાઈ શકે. એમની ભજન-મંડળી જામતી ત્યારે આખા દિવસનો થાક અને જન્મારાની ચિંતા તેઓ ભૂલી જતા. નીલા રંગના પોશાક પહેરી આખો દિવસ યંત્રની પેઠે કામ કરનારા લોકો આ જ છે એમ જાણતાં છતાં એ સાચું લાગતું નહીં. એ લોકો આગળ મેં અનેક પ્રવચનો કર્યાં. એમનું જીવન એક જાતની સાધના જ છે એ સમજાવવાનો પ્રયત્ન કર્યો. મેં એમ પણ

કહ્યું જમીન પર જ દીવાલો ચણી શકાય દરિયા પર નહીં માટે ખલાસીઓએ નાતજાતના વાડા ન રચવા એમણે દરિયા દિલ થવું ઘટે છે

અમે લોકો આ રીતે ભજનમાં તલ્લીન રહેતા ત્યાં જહાજ પરના ઘણા ગોવાનીઝ લોકોએ એક રાત્રે સ્ત્રીપુરુષોનો એક નાચ ગોઠવ્યો એમણે એને માટે જે ફાળો કર્યો તેમાં અમને એમણે બાતલ રાખ્યા નહીં એટલે અમે હક પૂર્વકના પ્રેક્ષક બન્યા!

ગોવાના ખ્રિસ્તી લોકોમાં યુરેશિયન લગભગ નહીં જેવા છે ધર્મે ખ્રિસ્તિ પણ રહતે નહિં હિંદી એવા લોકોએ પશ્ચિમના જે સસ્કારો અપનાવ્યા છે તેની અસર જોવા લાયક હોય છે કેટલીક જોડીઓ સયમપૂર્વક નૃત્યકળાનો આનદ લેતી હતી કેટલીક જોડીઓ જાણે કોઈ સામાજિક વિધિમાથી પસાર થતી હોય એવી ગભીર, અલિપ્ત અને યાત્રિક ઢબે નાચતી હતી ત્યારે કેટલીક જોડીઓ નૃત્યના નિયમો મજૂર રાખે તેટલી છૂટ લઈ નૃત્યમાં અને એકબીજામાં લીન થતી હતી એક બે જોડીઓમાં ઉમર અને ઊચાઈનુ પ્રમાણ એટલુ બધુ વિસદશ હતુ કે આટલી બધી વિટબણા સહન કરવાનુ એમને માથે શી રીતે આવ્યુ એમ જ લાગતુ હતુ સાકડી જગામાં આટલા બધા લોકોનુ નૃત્ય જેમ તેમ પૂરુ થયુ આખર સુધી ઉજાગરો કરવાની દાનત ન હોવાથી અગિયાર થાય તે પહેલા જ અમે સૂઈ ગયાં

અમારુ જહાજ પશ્ચિમ તરફ એટલે કે પૃથ્વીની દૈનદિન ગતિથી ઊલટી દિશાએ ચાલતુ હોવાથી અમારે લગભગ દરરોજ ઘડિયાળના કાટા ફેરવવા પડતા જહાજ તરફથી સૂચના મળતી કે 'મધરાતે અડધો કલાક ઓછો કરો' અથવા 'એક કલાક ઓછો કરો' સૃષ્ટિનો નિયમ સમજી અમે આવ્યુ નુકસાન વેઠવા તૈયાર થતા આફ્રિકા પહોચતા સુધી અમે કુલ અઢી કલાક ખોયા (બેલ્જિયન કોંગો જતાં હજી એક વધારે કલાકનો ભોગ આપવો પડેલો)

ભૂગોળની વિગતો ન જાણનાર વાચકો માટે એટલું કહી દેવું જરૂરનું છે કે રેખાશની દર ૧૫ ડિગ્રીએ એક કલાક ઉમેરવો અથવા ખોવો પડે છે અને પ્રશાત મહાસાગરમાં એશિયા ને અમેરિકા વચ્ચે જહાજો જ્યારે ૧૮૦ રેખાશ ઉપર હોય છે ત્યારે એમને આવતા કે જતા

એક આખો દિવસ વધારવો અથવા ઘટાડવો પડે છે. એ રેખાંશને અંગ્રેજીમાં 'ડેટ લાઈન' કહે છે. જેમ આપણે ત્યાં અધિક માસ આવે છે તેમ 'ડેટ લાઈન' ઉપર જતાં એક અધિક વાર આવે છે, જ્યારે આવતાં એક વારનો ક્ષય થાય છે.

આઠ દિવસથી નથી છાપું, નથી ટાક, નથી મુલાકાતીઓ અને નથી કોઈ શહેર કે ગામડું — અરે સોગન ખાવા કોઈ ડુંગર કે બેટ નથી! આવી સ્થિતિમાં કલાકો ને કલાકો ને દિવસોના દિવસો મૂંગા મૂંગા પસાર થાય ત્યારે વાર અને તારીખનું પણ ઠેકાણું નથી રહેતું. અમારા જંહાજની ઊંચાઈનો હિસાબ કરતાં અમારી આસપાસ ક્ષિતિજ સુધી કેટલો સમુદ્ર પથરાયેલો છે એની જહાજવાળાઓ આગળ તપાસ કરી ત્યારે ખબર પડી કે અમારી આંખો ૨૫૦ ચોરસ માઈલનો સમુદ્ર એક ચક્કરમાં પી શકતી હતી.

કેટલી બધી શાન્તિ! અને તે પણ ડોલતી, હીંડોલતી, વહેતી અને છતાં સ્થિર એવી શાંતિ, આકાશના આશીર્વાદ તળે, ઊભરાતી હતી. Swelling and rolling peace — abiding and abounding. કોણ જાણે શી રીતે આ શાંતિના સેવન સાથે મારામાં માનવપ્રેમ ઊભરાતો હતો અને તમામ માણસજાતને સ્વસ્તિ, સ્વસ્તિ, સ્વસ્તિ કહેતો હતો. માનવજાતિનો ઇતિહાસ હજી સરવાળે રૂપાળો નથી બન્યો. આ જ સમુદ્રે કેટલાયે અન્યાય અને અત્યાચાર જોયા હશે, કેટલાયે ગુલામોના નિસાસા અહીંની હવામાં ભળ્યા હશે અને કેટલીયે પ્રાર્થનાઓ સૂર્ય, ચંદ્ર અને તારાઓ સુધી પહોંચ્યા છતાં વિફળ ગઈ હશે. અને છતાં જો મનુષ્ય-રક્તને કારણે સમુદ્રમાં લાલાશ આવી નથી, દુઃખીઓના નિસાસાથી અહીંની હવા કલુષિત થઈ નથી અને લોકોની નિરાશાથી આકાશની જ્યોતિઓ ઝાંખી પડી નથી તો માણસજાતનો જરા સરખો ઇતિહાસ વાંચીને મારો માનવપ્રેમ શા માટે સંકુચિત કે પાતળો થાય? જો મારા અસંખ્ય દોષો વીસરી જઈને હું મારા પર પ્રેમ કરી શકું છું અને પોતાને વિષે અનેક જાતની આશાઓ સેવી શકું છું, તો મારા જ અનંત પ્રતિબિંબરૂપી માનવજાતને મારો પ્રેમ ઓછો કેમ મળે?

આવી ભાવના સાથે આફ્રિકાની ભૂમિ ઉપર વિષમ રીતે ભજવાતો મનુષ્યજાતનો ત્રિખંડ સહચાર નિહાળતા હુ મોમ્બાસા પહોચી ગયો

આ આઠ દિવસમા ઘણુ વચાશે, ઘણુ લખાશે એવી જે આશા રાખેલી તે સફળ ન થઈ પણ એ આઠ દિવસ જીવનના દર્શન ચિંતન અને મનનથી પૂરેપૂરા ભરેલા હતા

નવેમ્બર, ૧૯૫૦

## ૫૮

## નીલોત્રી

આફ્રિકાની યાત્રા કરવામા એક ઉદ્દેશ હતો ઉત્તર પૂર્વ આફ્રિકાની માતા સમી ઉત્તરવાહિની નીલ નદીના ઊગમ-સ્થાન નીલોત્રીના દર્શનનો ગંગોત્રી અને જમનોત્રીની યાત્રા કર્યા પછી નીલોત્રીની યાત્રા કરવી જ જોઈએ એવુ હમણા હમણા લાગવા માડયુ હતું એ દિવસ હવે નજીક આવ્યો જુલાઈની પહેલી તારીખ ઊગી અને અમે કપાલા છોડી જીજા માટે પ્રસ્થાન કર્યું પોતાના જરૂરી કામને કારણે શ્રી અપ્પાસાહેબ આજે પાછા નૈરોબી ગયા અને અમે મોટર લઈને અમારે રસ્તે ઊપડયા

કપાલાથી જીજાનો રસ્તો ગળિયામણો છે અનેક નાની નાની અને પહોળી ટેકરીઓ ચડતા ઊતરતા અમારી મોટર અમારી અને નીલોત્રી વચ્ચેનુ બાવન માઈલનુ અતર કાપતી ગઈ અને અમારી ઉત્કટા વધારતી ગઈ કેવુ મોટુ ભાગ્ય કે ઠેઠ જીજા સુધી પહોચતાં પહેલા જ અમારો સકપ મર આવ્યો અને અમને નીલોત્રીના દર્શન થયા! જમણી બાજુ વિક્ટોરિયા અથવા અમરસગનું સરોવર દૂર સુધી દેખાયુ છે અને એમાંથી સહજ્જીવનાથી ભૂસકો મારી નીલ નદી છતી થાય છે! અમે નદી પરના પુલ પર પહોચી ગયા મોટરમાથી નીચે ઊતર્યા અને જમણી બાજુ વળી રિપન ફૉલ્સ નામે ઓળખાતા નાનકડા ધોધમા નીલ નદીના દર્શન કર્યા

ધોધના તુષારથી પગ ઢંકાઈ ગયા છે. માથા પર મુગટ ચળકે છે, એની પાછળ એક લીલુછમ ઝાડ મુગટને ઉઠાવદાર બનાવે છે. દેવીના બે હાથમા મોવની પૂળીઓ છે અને મોઢા ઉપર પ્રસન્ન વાત્સલ્ય ખીલી રહ્યુ છે — એવી મૂર્તિ કલ્પનાની નજરે પડી. મૂર્તિ નીલરંગની ન હતી, પણ શ્યામવર્ણ તરફ સહેજ ઢળતી ગોરી જ હતી. આખા શરીર પરથી પાણીના રેલા ચાલતા હતા અને તેથી દેવીના મોઢા પરનુ હાસ્ય વધારે સુદર લાગતુ હતુ

ધરાઈને દર્શન કર્યા પછી અમે ડાબી બાજુએ જોયું. જમણી બાજુએ પાણી અમારી તરફ ધમી આવતા હતાં ડાબી બાજુના પાણી અમારાથી દૂર દૂર દોડી જતા હતા બન્નેની અસર તદ્દન જુદી. અમે જાણતાં હતા કે જેમ જમણી બાજુ રિપન ધોધ છે તેમ ડાબી બાજુ, સહેજ દૂર, ઓવેન ધોધ છે આપણા દેશમા આને કોઈ ધોધ કહે જ નહી પાણીની સપાટીમા થોડાક ફૂટનુ અંતર ઉત્પન્ન થયુ એટલા પરથી ધોધ થતો હશે? ધોધ ત્યારે જ કહેવાય જ્યારે પાણી ધબધબ પડતુ હોય જેટલુ પડે તેટલુ જોરથી પાછુ ઉપર ઊછળતુ હોય અને ફીણ અને તુષારના ગોટેગોટ આસપાસ નાચતા હોય

યાત્રાને અન્તે તરત જઈને મદિરોમા દર્શન કરીએ છીએ ત્યારે એને, યાત્રીઓની પરિભાષામા ‘ધૂળભેટ’ કહે છે. પગે યાત્રા કરી હોય, આખુ શરીર ધૂળથી છવાયેલુ હોય અને ઉત્કંઠાને કારણે એવા ને એવા જ રૂપમા દોડી જઈ ઇષ્ટદેવના ચરણે ઢળી પડતા હોઈએ અથવા ભેટી પડતા હોઈએ ત્યારે એ ધૂળભેટ કહેવાય. અમે તો મોટર વેગે આવેલા સવારે થોડાક વરસાદ થયેલો હોવાથી રસ્તા-પર પણ ધૂળ ન હતી એટલે આ પ્રથમ દર્શનને ભીની-ભેટ જ કહેવાય એને ભાવ-ભીની કહીએ તો જ તે વધારે યથાર્થ વર્ણન થાય મૂર્તિ ભીની, જમીન ભીની, આખો ભીની, અને અનેક મિશ્ર ભાવોથી તરબોળ એવુ હૃદય પણ ભીનુ. अद्य मे सफल जन्म, अद्य मे सफला क्रिया એ લીટી જેણે પ્રથમ ગાઈ તે મારા જેવા અસંખ્ય યાત્રીઓનો પ્રતિનિધિ જ હશે

નીન માતાના આ પ્રથમ દર્શન હૃદયમા સઘરી અમે જીજામા પ્રવેશ કર્યો વિદ્યાપીઠના એક વખતના વિદ્યાર્થી એડવોકેટ શ્રી ચદુભાઈ પટેલને ત્યા જ અમારો ઉતારો હતો જૂના વિદ્યાર્થીને ત્યા મહેમાનગીરી અનુભવની એ જેટલી આનદદાયક હોય છે તેટલી જ આકરી કે અઘરી હોય છે ઘરની સારામા સારી સગવડો આપણને આપી પોતે અગવડ વેઠવામા એ આનદ માનતા હોય પણ આપણને મૂઝવણ થયા વગર કેમ રહે?

હવે અમે નીલોત્રીના વિધિસર દર્શને ઊપડયા જ્યા અમરસરના જળ ખડકોની કિનારી પરથી નીચે ઊતરે છે અને નીલ નદીને જન્મ આપે છે ત્યા અમે પહોચ્યા ઉતાવળે પાણી સુધી પહોચી, પહેલા પગ ઠડા કર્યા આચમન કરી હૈયુ ઠાર્યું અને એક ક્ષણ માટે એ સ્થાનનુ ધ્યાન ધર્યું મારી ટેવ પ્રમાણે ઈશોપનિષદ, માડૂક્ય ઉપનિષ અથવા અઘમર્ષણ સૂક્ત મોઢામાથી નીકળવુ જોઈતુ હતું પણ એકાએક શ્લોક નીકળ્યો —

ध्येय सदा सवितृ मडल मध्यवर्ती
नारायण सरसिजासन सन्निविष्ट ।
केयूरवान मकर-कुडलवान किरीटी
हारी हिरण्मय वपुर् धृत शख चक्र ॥

નીન નદીને કિનારે, જુદે જુદે વખતે, જુદે જુદે ઠેકાણે, ત્રણ વાર નીલામ્માનુ ધ્યાન ધર્યું અને દર વખતે મોઢામાથી અચૂક આ જ શ્લોક નીકળ્યો હવે મારે મિશ્ર દેશની સસ્કૃતિના પુરાણોમા શોધવાનું રહ્યુ કે નીલ નદીનો ભગવાન સૂર્યનારાયણ સાથે કોઈ ખાસ સબધ છે ખરો?

હું જો સસ્કૃત કવિ હોત તો આ નદીના પાણીમા રહેતા જાત જાતના માછલા, એ પાણી પર ઊડતાં બોલકણા પક્ષીઓ અને એને કિનારે આળોટતા ક્રિમોકા (હિપોપોટેમસ)ની ધન્યતાના સ્તોત્રો ગાત નીનને કિનારે જે વૉટરવર્ક્સ છે તેની સારવાર માટે નિમાયેના એક ગુજરાતી ભાઈની, એની જ ભાષામા અદેખાઈ વ્યક્ત કરી મે સતોષ માન્યો, "તમે કેટલા ધન્ય છો કે નીલોત્રીનાં તમને અહોરાત્ર દર્શન

થાય છે અને અહીથી ન ખસવા માટે તમને પગાર આપવમા આવે છે!" એ ભાઈને આવી ધન્યતા લાગતી હતી કે નહી એ જોવા કે પૂછ્વા હુ ત્યા ન થોભ્યો

મારે મન નદીઓ બે પ્રકારની હોય છે જે પહાડમાથી નીકળે છે તે અને જે સરોવરમાથી નીકળે છે તે પહેલીને હુ શૈલજા કહુ અથવા પાર્વતી, અને બીજીને સરોજા (દુનિયાભરના કમળો મને ક્ષમા કરશે એવી આશા રાખુ છુ) શૈલજા નદીઓનો ઉગમ બહુ નાનો, પાતળો, લગભગ તુચ્છ જેવો હોય છે એટલે એને વિષે આદર ઉત્પન્ન કરવા માટે મોટા મોટા માહાત્મ્યો લખી મારવા પડે છે ગંગોત્રી પાસે ગગાનો પ્રવાહ એક વાર એટલો નાનકડો હોય છે કે સામાન્ય માણસ પણ એક કાંઠે એક પગ અને બીજે કાંઠે બીજો પગ મૂકીને ઊભો રહી શકે છે સરોજા નદીઓનું એવુ નથી હોતું વિશાળ અને સ્વચ્છ વારિ-રાશિમાથી મનમા આવે તેવડો જથ્થો ખેચીને તેઓ વ્યક્ત થાય છે એથી એમના ચાલવા બોલવામાં ગર્ભશ્રીમતાઈનુ આત્મભાન હોય છે

નીલોત્રીની યાત્રાએ આવવાનુ બીજુ પણ એક અદમ્ય આકર્ષણ હતુ મહાત્મા ગાધીના પાર્થિવ દેહને દિલ્હી રાજઘાટ પર અગ્નિસાત્ કર્યા પછી એમના ફૂલ અને ચિતાભસ્મનુ વિસર્જન હિંદુસ્તાનના અને જગતના અનેકાનેક પુણ્ય સ્થળે કરવામાં આવ્યુ હતુ એમાનું જ એક સ્થાન નીલોત્રી છે

અમે જુજા નગરીના જાહેર મહેમાન હોવાથી અહીના લોકોએ અમારી હાજરીનો 'લાભ લેવા'નુ નક્કી કર્યુ અને જે ઠેકાણે ચિતા-ભસ્મનુ વિસર્જન કર્યુ હતુ, એને પડખે એક કીર્તિસ્તભ ઊભો કરવાનુ નક્કી થયેલુ હોવાથી એનો પાયો મારે હાથે નખાવવાનુ ગોઠવ્યુ

સ. ૧૯૫૦ની બીજી જુલાઈએ અધિક આષાઢ કૃષ્ણ તૃતીયાને દિવસે સવારે સેકડો લોકોની હાજરીમા એ વિધિ મે પૂરો કર્યો એ ઉત્સવ માટે ગાધીજીનુ એક મોટુ ચિત્ર સામે રાખ્યુ હતુ એની નજર મારા પર પડતા જ હુ અસ્વસ્થ થયો વૈદિક વિધિ પૂરો થયા પછી મે ગાધીજીના જીવન વિષે અને આફ્રિકા જ એમની પ્રથમ તપોભૂમિ હોવા વિષે થોડુ પ્રવચન કર્યુ ફોટો વગેરે લેવાની આધુનિક વિધિમાથી

મુક્ત થતાવેંત કિનારાના એક પથરા ઉપર બેસી નીલમાતાના સુભગ જલપ્રવાહ ઉપર મે મીટ માંડી અને અંતર્મુખ થઈ ધ્યાન કર્યું તે વખતે મનમા વિચાર આવ્યો કે આ સ્થાને યુરોપ, આફ્રિકા અને એશિયા ત્રણે ખંડના — નહિ પણ અમેરિકાના પણ — મહાન અને સામાન્ય આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષ અહીં આવશે, સર્વોદયના ઋષિ મહાત્મા ગાંધીના જીવન જીવનકાર્ય અને અંતિમ બલિદાનનું અહીં ચિંતન કરશે અને માનવ માનવ વચ્ચેનો ભેદભાવ ભૂલી જઈ વિશ્વકુટુંબની સ્થાપના કરવાનુ વ્રત લેશે ભવિષ્યના એ તમામ આગામી પ્રવાસીઓને મે ત્યાંથી વદન મોકલ્યુ

## ૨

નીલ નદીની બે શાખાઓ છે શ્વેત અને નીલ જીન્જા પાસે જેનો ઊગમ છે તે શ્વેત શાખા છે નીલશાખા પણ સરોજા જ છે ઈથિયોપિયા, જેને આપણા લોકો હબસાણ (એબિસીનિયા) કહેતા તે દેશમા તાના કરીને એક સરોવર છે એ સરોવરમાથી નીલશાખાનો ઊગમ છે આ શાખાઓ લાખો વરસથી વહેતી આવી છે અને એમને કાંઠે રહેનાર પશુપક્ષીઓને અને માણસોને જલદાન કરતી આવી છે પણ યુરોપિયન લોકોને જેની ભાળ ન હોય એ વસ્તુ અજ્ઞાત જ કહેવાય! એક રીતે એમનું કહેવુ સાચુ પણ છે બીજા લોકો નદીને કાંઠે રહેતા છતા એ નદી મૂળે આવી ક્યાથી અને આગળ ક્યા સુધી જાય છે એની શોધ ન કરે તો આખી નદીનું જ્ઞાન એ લોકોને છે એમ ન કહેવાય દાખલા તરીકે તિબ્બતના લોકો માનસ-સરોવરવાળી સાનપો (વિશાળ પ્રવાહ) નદી જાણે એ નદી પૂર્વ તરફ વહેતી વહેતી જંગલમા અલોપ થાય છે, એટલુ જ બહુ બહુ તો તેઓ જાણે આપણા લોકો આ બાજુથી બ્રહ્મપુત્રનો ઊગમ શોધતા શોધતા એ જ જંગલોના આ બાજુના છેડા સુધી પહોંચ્યા આગળનુ તેઓ કંઈ જાણે નહીં જ્યારે અનેક અંગ્રેજો પ્રતિકૂળ પરિસ્થિતિ હોવા છતા, એ જંગલોમાથી પસાર થયા ત્યારે જ તેઓ સ્થાપિત કરી શક્યા કે તિબ્બતની સાનપો નદી જ આ બાજુ આવી છે, અને બીજી અનેક નાની મોટી નદીઓના પાણી પીને બ્રહ્મપુત્ર થઈ છે

નીલ નદીના ઊગમ શોધનારાઓમાં મિ. સ્પીક અંતે સફળ થયો અને એણે સિદ્ધ કર્યું કે ઉજ્જા પાસે સરોવરમાંથી જે નદી અવતરે છે તે જ ઇજિપ્ત-માતા નીલ છે.

આ સ્પીક સાહેબ હિંદુસ્તાન સરકારની નોકરીમાં હતો. એને સમાચાર મળ્યા કે પ્રાચીન હિંદુઓ મિસર એટલે કે હાલના ઇજિપ્ત દેશ વિષે ઘણું જાણતા હતા. એણે તપાસ કરીને જાણ્યું કે સંસ્કૃત પુરાણોમાં કહ્યું છે કે નીલ નદીનો ઊગમ મીઠા પાણીના અમરસરમાંથી થયો છે; એ જ પ્રદેશમાં ચંદ્રગિરિ છે; છેક દક્ષિણે જતાં મેરુ પર્વત આવેલો છે વગેરે. પુરાણોમાંથી કેટલાક સંસ્કૃત શ્લોકોનો એણે અનુવાદ કરાવ્યો અને એને આધારે નીલના ઊગમની શોધ કરવાનો મનસૂબો કર્યો.

એ પ્રથમ ઝાંઝીબાર ગયો અને ત્યાંથી બધી તૈયારી કરીને કેનિયા પ્રદેશ ઓળંગી યુગાન્ડામાં ગયો. ત્યાં એને અમરસરવાળું અચ્છોદ સરોવર મળ્યું. (અચ્છ–સુઅચ્છ=સ્વચ્છ. ઉદ–ઉદક=પાણી. મીઠા પાણીના સરોવરને અચ્છોદ કહેવાય.) અને ત્યાંથી નીકળતી નીલ નદી પણ મળી. સુદાન અને ઇજિપ્તમાં વહેતી નદી એ જ છે એ એણે સિદ્ધ કર્યું. આ વાતને હજી પૂરાં સો વરસ પણ થયાં નથી.

આફ્રિકા ખંડ ખરેખર ત્યાં વસતી અનેક આફ્રિકન જાતિઓનો મુલક છે. એ પ્રદેશ વિષે યુરોપિયન લોકોને પૂરતી માહિતી ન હતી એ કાંઈ ત્યાંના લોકોનો દોષ નહીં. યુરોપ તરફના અને ખાસ કરીને અરબસ્તાનના લોકો આફ્રિકાને કિનારે જઈ ત્યાંના લોકોને પકડી લેતા અને પોતપોતાના દેશમાં લઈ જઈ ગુલામ તરીકે વેચતા. પકડેલા લોકોમાં સ્ત્રીઓ પણ હોય, બાળકો પણ હોય. પણ લૂંટારાઓ એમનો માણસ તરીકે શાનો વિચાર કરે?

કેટલાક મિશનરી લોકોને સૂઝ્યું કે આવા જંગલી લોકોના આત્માના ઉદ્ધાર અર્થે એમને ખ્રિસ્તી બનાવવા જોઈએ. લોભી વેપારીઓ પણ જે ગહન પ્રદેશમાં જવાની હિંમત કરતા નહીં ત્યાં આ ઉત્સાહી ધર્મપ્રચારકો પહોંચી જતા અને ત્યાંની ભાષા શીખીને પ્રિસ્ત મસીહનું 'શુભ વર્તમાન' એમને સંભળાવતા.

આગળ જતા યુરોપના રાજાઓએ આફ્રિકા ખંડ અંદર અંદર વહેંચી લીધો એમા નિયમ એવો કે જે દેશના મિશનરીઓએ જેટલો પ્રદેશ શોધી કાઢ્યો (!) તેટલો પ્રદેશ તે દેશના રાજાની માલિકીનો ગણાય આમા એક વખતે બન્યુ એવુ કે સ્ટેન્લી કરીને એક મિશનરીએ ઇંગ્લંડના રાજા પાસે કોંગો નદીના વિસ્તારનો પ્રદેશ 'શોધવા' માટે મદદ માગી ઇંગ્લંડના રાજાએ એટલે કે પાર્લમેન્ટે એ મદદ ન આપી એટલે એ ગયો બેલ્જિયમના રાજા પાસે રાજા લિયોપોલ્ડ લોભી અને ઉત્સાહી હતો એણે બધી મદદ આપી પરિણામે જ્યારે આફ્રિકા ખંડની વહેંચણી થઈ ત્યારે કોંગો નદીના વિસ્તારનો મુલક બેલ્જિયમને ભાગે ગયો! એ બેલ્જિયમ કોંગોનો પ્રદેશ લગભગ હિંદુસ્તાન જેટલો મોટો છે ત્યાથી રબર મેળવવા માટે ગોરાઓએ ત્યાની પ્રજા ઉપર જે જુલમ ગુજાર્યો છે તેના વર્ણનો વાચતા રુવાટાં ખડા થાય છે એમ કહેવુ અત્યોક્તિ થાય લાગણીવાળો માણસ એ વર્ણનો વાચે તો એનુ લોહી થીજી જ જાય છતા ગોરાઓએ અહીની પ્રજાને ધીરે ધીરે 'સુધારી' ખરી હવે એ લોકો કપડા પહેરે છે વાળમા જાત જાતની સેંથીઓ પાડે છે અને શરાબ પણ પીએ છે આમ ઘણાખરા ખ્રિસ્તી થઈ ગયા!

આપણા લોકોએ યુગાન્ડામા જઈને કપાસની ખેતી વધારી, ગવર્મેન્ટની મદદથી ત્યા મોટી મોટી એસ્ટેટો કરી અને કરોડો રૂપિયા કમાયા આપણે પણ ત્યાના લોકોને સુધાર્યા છે દરજીકામ, સુથારકામ, કડિયાકામ રસોઈકામ વગેરે ધંધાઓમાં એમની મદદ લીધી એટલે ધીમે ધીમે એ લોકો પાવરધા થયા હિંદુસ્તાનના કપડાની અને વિલાયતથી આવતી શરાબ આદિ જાતજાતની વસ્તુઓ વેચવાની દુકાનો ઓની અને એ લોકોને જીવનનો આનંદ માણતા કર્યા!

ધોળા અને ઘઉવર્ણા લોકોના આવા પુરુષાર્થની સાક્ષી એવી નીલ નદી અખંડ ચૂપચાપ વહેતી જાય છે અને પોતાનો પગેપગાર પોતાના બન્ને તટ તરફ દૂર સુધી ફેલાવતી જાય છે

આપણા દેશમા ગંગા નદીનું જે મહત્ત્વ છે તે જ મહત્ત્વ, વધારે ઉત્કટ રીતે ઉત્તર પૂર્વ આફ્રિકામા નીલ નદીનુ છે દુનિયાની સૌથી

મહત્ત્વની છએક પ્રાચીન સંસ્કૃતિઓમાં ઇજિપ્તની મિશ્ર અથવા મિસર સંસ્કૃતિને સ્થાન છે. એની અસર યુરોપના ઇતિહાસ ઉપર જ નહીં પણ એના ધર્મ ઉપર પણ પડી છે. આપણે ત્યાં જેવી ચાર વર્ણની સંસ્કૃતિ ખીલી તેવી જ સંસ્કૃતિ પ્રાચીન મિસર દેશમાં પણ દેખાઈ આવે છે અને એનો પડઘો ગ્રીક ફિલસૂફ પ્લેટોની 'સમાજરચના'માં સંભળાય છે. ચાર વર્ણની સંસ્કૃતિ એ જમાના માટે ગમે તેટલી અનુકૂળ હોય અને ભવ્ય ગણાઈ હોય તોપણ તોફાની યુરોપ એ જીરવી ન શક્યું. યુરોપમાં જે ખ્રિસ્તી ધર્મ ફેલાયો છે એનું પાલન-પોષણ ઇજિપ્તમાં ઓછું નથી થયું. પણ ત્યાં કેળવેલાં વૈરાગ્ય અને તપસ્યા અને દેહદંડન ઘણું અજમાવ્યા પછી યુરોપે છોડી દીધું. આમ હોવા જતાં યુરોપની સંસ્કૃતિનાં મૂળિયાં શોધવા જતાં ઇજિપ્તના ઇતિહાસમાં જવું જ પડે છે. અને એ ઇતિહાસનું ઘડતર અમુક અંશે નીલ નદીને આભારી છે.

જેમ નદીનાં પાણી આગળ વહે છે, પાછળ જઈ શકતાં નથી, તેમ ઇજિપ્તની સંસ્કૃતિ નીલ નદીના ઊગમ તરફ, યુગાન્ડા પ્રદેશમાં પહોંચી ન શકી એ વસ્તુ પણ આપણું ધ્યાન ખેંચ્યા વગર રહેતી નથી. જો ઇજિપ્તના લોકો અમરસરની આસપાસ આવીને વસ્યા હોત તો આફ્રિકાનો જ નહીં પણ દુનિયાનો ઇતિહાસ જુદી રીતે લખાત.

આપણે ત્યાં જેટલી નદીના ઊગમ આપણે જોઈએ છીએ તે બધા જંગલમાં, દુર્ગમ પ્રદેશમાં હોય છે. અને એ ઊગમ નાના પણ હોય છે. નીલ નદીનો ઊગમ પહોળો છે એનું કાંઈ નહીં; પણ ત્યાં એક શહેર વસ્યું છે એ જ એ ઊગમના કાવ્યમાં ઊણપ આણનારી વસ્તુ છે. આપણે ત્યાં કૃષ્ણા અને એની બીજી ચાર બહેનપણીઓ સહ્યાદ્રિના જે પ્રદેશમાંથી નીકળે છે તે પ્રદેશ દુર્ગમ અને પવિત્ર હતો. સંતોએ ત્યાં શિવજી મહાબળેશ્વરની સ્થાપના કરી. પણ અંગ્રેજોએ એને પોતાનું ગ્રીષ્મનગર બનાવી એ તપોભૂમિને વિહારભૂમિ કે વિલાસભૂમિ બનાવી દીધી, એનું સ્મરણ જીંજામાં થયા વગર રહ્યું નહીં.

અને હવે તો ત્યાં ઓવેન ફોલ્સ આગળ એક મોટો બંધ બાંધીને વીજળી પેદા કરવાના છે. દુનિયાનો એ એક અદ્ભુત બંધ થશે. એની

શક્તિ યુગાન્ડાને જ નહી પણ સુદાન અને ઇજિપ્ત સુધી પહોચવાની છે એમાંથી ખોરાક વધશે, દુકાળ દૂર થશે, અસખ્ય અશ્વત્થામા ('હૉર્સપાવર') જેટલી શક્તિ માણસની સેવામા મળશે એટલે એવી પ્રવૃત્તિને આશીર્વાદ તો આપ્યે જ છૂટકો છતા હૃદય કહે છે કે માણસજાત એ વાટે કાઈક એવુ ખોવાની છે, કે જેનું વળતર મોટામા મોટી જાહોજલાલીથી પણ ન થઈ શકે

નીલ નદી માતા હતી, દેવી હતી હવે એ વર્તમાન કાળની લોકધાત્રી દાઈ થવાની છે।

નવેમ્બર, ૧૯૫૦

## ૫૯

## અર્ણવનું આમંત્રણ

સમુદ્ર અથવા સાગર જેવો પરિચિત શબ્દ છોડી અર્ણવ શબ્દ મે પસદ કર્યો એ કેવળ આમત્રણ સાથેના અનુપ્રાસના લોભ ખાતર નહી અર્ણવ શબ્દ પાછળ ઊચાં ઊચા મોજાઓનુ અખડ તાડવ સૂચિત છે તોફાન, અસ્વસ્થતા, અશાન્તિ, વેગ, પ્રવાહ અને દરેક જાતના બધન પ્રત્યેનો અમર્ષ એ બધા ભાવ અર્ણવ શબ્દમા આવી જાય છે અર્ણવ શબ્દનો ધાત્વર્થ અને એનુ ઉચ્ચારણ મને એ ભાવમા મદદ કરે છે અને તેથી જ ઘણી વાર વેદમા અર્ણવ શબ્દ સમુદ્રના વિશેષણ તરીકે વપરાય છે ખાસ કરીને વેદના વિખ્યાત અઘમર્ષણ સૂત્રમા જે અર્ણવ-સમુદ્રનો ઉલ્લેખ છે તે એની ભવ્યતા સૂચવે છે

આવા અર્ણવનો સંદેશો આજની આપણી દુનિયા આગળ રજૂ કરવાની શક્તિ મને પ્રાપ્ત થાય એટલા માટે વૈદિક દેવતા સાગર-સમ્રાટ વરુણને હું નમન કરુ છુ

જ્યા રસ્તો નથી ત્યા રસ્તો પાડનાર દેવ તે વરુણ પ્રભજનના તાડવથી જ્યારે રણમા રેતીના મોજા ઓ ઊછળે છે ત્યારે ત્યાય મુસાફરોને દિશા-દર્શન કરી આપનાર પણ વરુણ, અને અનત આકાશમા પોતની પાખોની શક્તિ અજમાવનાર ત્રિખડના યાત્રી પક્ષીઓને

વ્યોમમાર્ગ બતાવી આપનાર પણ વરુણ જ છે. અને વેદકાળના ભુજ્યુથી માંડીને ગઈ કાલે જ જેને મૂછ ઊગી છે એવા ખલાસી સુધી દરેકને સમુદ્રનો રસ્તો બતાવનાર જેમ વરુણ છે તેમ નવાં નવાં અજ્ઞાત ક્ષેત્રોમાં પ્રવેશ કરી, નવા નવા રસ્તા પાડનાર યમરાજ હો, કે અગસ્તિ હો, એમને હિંમત અને પ્રેરણા આપનાર દીક્ષાગુરુ વરુણ જ છે.

વરુણ જેમ યાત્રીઓનો ભોમિયો છે તેમ મનુષ્ય જાતિ માટે એ ન્યાય અને વ્યવસ્થાનો દેવ છે. ઋતમ્ અને સત્યમ્‌નો સાક્ષાત્કાર એને પૂર્ણપણે થયેલો હોવાથી એ દરેક આત્માને સત્યને રસ્તે જવાની પ્રેરણા આપે છે. ન્યાય પ્રમાણે ચાલવામાં જે સૌંદર્ય છે, સમાધાન છે અને જે અંતિમ સફળતા છે, તે વરુણ પાસેથી જાણી લેવી. અને જો કોઈ લોભી, અદૂર દૃષ્ટિ માનવી વરુણની એ ન્યાયનિષ્ઠાનો અનાદર કરે તો વરુણ એને જલોદરથી પીડે છે જેથી માનવી સમજી શકે કે લોભનાં ફળ કોઈ કાળે રૂડાં નથી હોતાં.

જેમ પરમ-મંગલ, કલ્યાણકારી, સદાશિવ પોતે સોંઘા ન થઈ જાય એટલા માટે રુદ્રરૂપ ધારણ કરે છે, તેવી જ રીતે રત્નાકર સમુદ્ર પણ અટ્ટહાસ્ય કરતાં મોજાંઓથી બીકણ માણસને દૂર રાખે છે. સુંવાળી વનસ્પતિ અને ઘરરખા મનુષ્યો પોતાના કિનારા ઉપર સ્થિર ન થઈ જાય એટલા માટે ભરતીઓટ ચલાવી એ બધાને સમજાવે છે કે મારી સાથે અમુક અન્તર તમારે રાખ્યે જ છૂટકો.

સમુદ્રને તીરે ઊભા રહી જ્યારે મોજાંઓને આવતાં અને જતાં જોયાં, અમાસ અને પૂર્ણિમાની ભરતીઓ આવતી અને જતી જોઈ, અને બુદ્ધિ જ્યારે કશો જવાબ આપી ન શકી ત્યારે હૈયું બોલી ઊઠ્યું આટલુ ન સમજી શકો ? તમારામાં શ્વાસોચ્છ્વાસથી તમારી છાતી જેમ ફૂલે છે અને બેસે છે, તેમ જ આ વિરાટ સાગર શ્વાસ લે છે એના આ ધબકારા છે; એનો એ ઉમળકો છે. જમીન ઉપર માણસે જે [illegible] અને ઉત્પાત ચલાવ્યા છે તેને ક્ષમા કરવાની શક્તિ [illegible] મહાસાગરને આટલો હદનો વ્યાયામ કરવો પડે છે!

જે મોજાંઓ દુર્બળ લોકોને ધમકાવીને દૂર રાખે [illegible] મોજાંઓ વિક્રમના રસિયાઓને આમંત્રણ અને [illegible]

કે ' ચાલો ! આ સ્થિર જમીન ઉપર શું ઊભા છો ? ઊભા ઊભા કટાઈ જશો ! લ્યો એક વહાણ, થાઓ એના ઉપર સવાર, ફેલાવો સઢ અને ચાલો પવનનો પ્રાણ જ્યાં દોરતો જાય ત્યાં અમે બધા છીએ તો સાગરના બાળક, પણ અમારો શિક્ષાગુરુ છે પવન એ જેમ નચાવે, તેમ અમે નાચીએ છીએ તમે પણ એ જ વ્રત લ્યો, અને ચાલો અમારી સાથે " જે હૈયામાં ઉમંગ હોય તે આવું આમંત્રણ પાછું ઠેલી ન શકે

નાનપણમાં સિંદબાદની વાર્તા તમે નથી વાંચી ? સિંદબાદ પાસે અઢળક ધન હતું, વાડી વજીફા બધું હતું પોતાના વહાલથી એનું જીવન ભરી દેનાર સગાવહાલાં પણ એની આસપાસ ઘણાં હતાં છતાં સમુદ્ર જ્યારે ઘૂઘવે ત્યારે એનાથી ઘરમાં રહેવાતું ન હતું મોજાંઓનું પારણું છોડી પલંગ ઉપર પોઢે તે પામર ગણાય હૈયું કહે "ચાલો !" સિંદબાદ સમુદ્રની યાત્રાએ ગયો, ત્યાં અનેક રીતે હેરાન થયો મીઠા કરતાં કડવા ખારા અનુભવો એને વધારે થયા એટલે સહીસલામત પાછા આવતાં એણે સોગંદ ખાધા કે સમુદ્રયાત્રાનું ફરી નામ ન લઉં

પણ અંતે એ માનવીસંકલ્પ એ સંકલ્પને સમ્રાટ વરુણનો થોડો જ આશીર્વાદ હતો ? થોડા દિવસ ગયા અને ગૃહસ્થી જીવન એને અલૂણું લાગવા માંડ્યું રાત્રે એ ઊંઘે પણ એને ઊંઘ ન આવે, મોજાંઓ એની સાથે વાતો કર્યા જ કરે. ઉત્તર રાત્રીએ સહેજ ઊંઘનું ઝોકું આવી જાય તો ત્યાં સ્વપ્નમાં પણ મોજાંઓ જ ઊછળે અને પોતાની આંગળીઓ હલાવી હલાવી એને બોલાવતાં જાય ક્યાં સુધી એ પોતાની જીદ પકડી રાખે ? એ અન્યમનસ્ક હોય અને સહેજ ફરવા નીકળે તો એના પગ બગીચાનો રસ્તો છોડી દઈ સમુદ્રની ધોળી અને બળબળતી રેતી તરફ જ એને લઈ જાય અંતે એણે સારાં સારાં વહાણો ખરીદ્યાં, મજબૂત હૈયાવાળા ખલાસીઓને નોકરીમાં રાખ્યા, જાત જાતનો માલ સાથે લીધો અને 'જય દરિયા પીર" કહીને વહાણો હંકાર્યાં

આ તો થઈ કાલ્પનિક સિંદબાદની વાત પણ આપણે ત્યાં સિંહપુત્ર વિજય તો ઐતિહાસિક પુરુષ હતો બાપ એને કશે જવા ન દે એણે ઘણી આજીજી કરી, પણ એમાં એ ફાવ્યો નહીં અંતે

એણે આ ગાઈને એના તો તોફાનો ચનાવ્યા કે પ્રજા ત્રાસી ગઈ અને રાજા પાસે જઈને કહેવા લાગી કે "રાજા કાં તો તારા દીકરાને દેશવટો આપ, નહી તો અમે તારો દેશ છોડીને બહારવટે જઈએ છીએ ' પિતાએ મોટા મોટા વહાણો આણ્યા એમા પોતાને દીકરાને અને એના તોફાની સાથીઓને બેસાડી દીધા અને કહ્યુ "હવે જ્યા જવાય ત્યા જાઓ પાછુ મોઢું નહી બતાવતા" તેઓ ચાલ્યા સૌરાષ્ટ્રનો કિનારો એમણે છોડ્યો, ભૃગુકચ્છ છોડ્યુ, સોપારા છોડ્યુ, દાભોળ છોડ્યુ, છેક મગનાપુરી સુધી પહોચ્યા ત્યાં પણ તેઓ રહી ન શક્યા એટલે હિમતપૂર્વક આગળ વધી તામ્રદ્વીપમા જઈ વસ્યા અને ત્યાના રાજા થયા વિજયના પિતાએ પોતાના દીકરાને પાછા આવવાની મનાઈ કરી હતી પણ એની પાછળ પાછળ કોઈ જાય નહી એવુ ફરમાન કાઢ્યુ ન હતું એટલે અનેક દરિયાશૂરા વિજયને રસ્તે જઈ નવો નવો વિજય મેળવવા લાગ્યા જતા જતા એ મહા બળિયા જાવા અને બાલિદ્વીપ સુધી ગયા ત્યાની સમૃદ્ધિ, ત્યાની આબોહવા અને ત્યાંનું પ્રાકૃતિક સૌન્દર્ય જોયા પછી પાછા આવવાનુ મન જ કોણ કરે? પછી તો ઘોઘાનો વર આખો પશ્ચિમ કિનારો ઓળગી લકાની લાડીને પરણે એ લગભગ નિયમ થઈ પડ્યો

આ બાજુ બગાળના નદીપુત્રો નદી મુખેન સમુદ્રમા પ્રવેશ કરવા લાગ્યા જે બદરથી ઊપડી, તામ્રદ્વીપ જવાતુ, તે બદરનુ નામ તેમણે તામ્રલિપ્તિ પાડ્યુ આમ તામ્રદ્વીપ-ન મમા અગ-વગના બગાળીઓ ઓરિસ્સાના કલિગો અને પશ્ચિમના ગુજરાતીઓ ભેગા થયા મદ્રાસ તરફના દ્રવિડો તો ત્યા ક્યારના પહોચી ગયા હતા આ રીતે પૂર્વ, પશ્ચિમ અને દક્ષિણ ભારત પોતપોતાના અર્ણવોના આમ ત્રણથી લકામા એક થયુ

બુદ્ધ ભગવાને નિર્વાણનો રસ્તો શોધી કાઢ્યો અને પોતાના શિષ્યોને આદેશ આપ્યો કે આ અષ્ટાગિક ધર્મતત્ત્વનો દશે દિશ ફેલાવો કરો! એમણે પોતે ઉત્તર ભારતમા ચાલીસ વર્ષ સુધી પ્રચાર કાર્ય કર્યું આસેતુહિમાચલ પોતાનું રાજ્ય ફેલાવવા નીકળેલા સમ્રાટ અશોકને દિગ્વિજય છોડી ધર્મવિજય કરવાનુ સૂઝ્યુ ધર્મવિજય એટલે આજની પેઠે ધર્મને નામે દેશદેશાતરની પ્રજાને લૂટી ગુલામ કરી, એમને

વગાવવાનુ કામ નહી, પણ લોકોને કલ્યાણનો માર્ગ બતાવી પોતાનુ જીવન કૃતાર્થ કરવાનો અષ્ટાંગિક માર્ગ બતાવવો જે બુદ્ધ ભગવાન પોતે ગોતાની પેઠે અકુતોભય થઈને જગતમા ફરતા, તેમના સાહસિક શિષ્યો અર્ણવનુ આમત્રણ સાભળી દેશદેશાતરમા જવા લાગ્યા કેટલાક પૂર્વ તરફ ગયા, કેટલાક પશ્ચિમ તરફ આજે પણ પૂર્વ અને પશ્ચિમ સમુદ્રને કિનારે એ સાધુઓના થાણાઓ પહાડમા કોતરેના જડે છે સોપારા, કાન્હેરી, ધારાપુરી, વગેરે સ્થળો બૌદ્ધ મિશનરીઓની પરદેશ યાત્રાના સૂચક છે ઓરિસ્સાની ખડગિરિ અને ઉદયગિરિની ગુફાઓ પણ એ જ સાક્ષી પૂરે છે

આ જ બૌદ્ધધર્મી પ્રચારકો પાસેથી પ્રેરણા મેળવી, પ્રાચીનકાળના ખ્રિસ્તીઓ પણ અર્ણવ માર્ગે ચાલ્યા અને એમણે અનેક દેશોમા ભગવદ્ભક્ત બ્રહ્મચારી ઈશુનો સદેશો ફેલાવ્યો

જેઓ સ્વાર્થવશ સમુદ્રયાત્રા કરે છે, તેમને પણ અર્ણવ સહાય તો આપે છે પણ વરુણ કહે છે "સ્વાર્થી લોકોને મારી અરુચ છે એમને મારો નિષેધ છે પણ જેઓ ધર્મપ્રચારને અર્થે નીકળશે, તેમને તો મારા આશીર્વાદ જ છે પછી એ મહિન્દ અને સઘમિત્રા હોય કે વિવેકાનદ હોય સેન્ટ ફ્રાન્સિસ ઝેવિયર હોય કે એનો ગુરુ ઇગ્નેશિયસ લોયલા હોય"

હવે અર્ણવોની મદદ લેતા સ્વાર્થી લોકોના હાલ તપાસીએ મકરાણીઓ બલુચિસ્તાનની દક્ષિણે રહી પશ્ચિમ સાગરનો કિનારો ખેડતા એટલે હિદુસ્તાનનો વેપાર તેમના જ હાથમા હતો, ઝનૂનપૂર્વક તેઓ તે પોતાના જ કબજામા રાખતા એટલે એક વરુણપુત્રને થયુ કે આપણે બીજો દરિયાઈ રસ્તો શોધી કાઢવો જોઈએ વરુણે એને કહ્યુ કે અમુક મહિનામા અરબસ્તાનથી તમારુ વહાણ તમે ભરદરિયે હકારો તો સીધા કાલીકટ તરફ આવી પહોચશો એક બે મહિના તમે હિદુસ્તાનમા વેપાર કરીને પાછા જવા તૈયાર થાઓ એટલામા હુ મારા પવન ઊલટા ચલાવી, તમને આવ્યા એ જ રસ્તે પાછા સ્વદેશ પહોચાડીશ આ વાત ઈ. સ ૫૦ પૂર્વેની છે

દૂર દૂર પશ્ચિમે પ્રાચીન કાળમાં વાઇકિંગ કરીને ચાંચિયા લોકો રહેતા હતા. વરુણના એ વહાલા હતા. ગ્રીનલૅંડ, આઇસલૅંડ, બ્રિટન અને સ્કેન્ડીનેવિયા વચ્ચેના ઠંડા અને તોફાની સમુદ્રને તેઓ ખેડતા. તેમના જ વંશજો તે આજના અંગ્રેજો છે. નોર્વે, બ્રિટન, ફ્રાન્સ, સ્પેન, પોર્ટુગલ એ દરિયાકિનારે વસતાં રાષ્ટ્રોએ વારાફરતી દરિયો ખેડયો. એ બધાને હિંદુસ્તાન આવવું હતું. વચમાં પૂર્વ તરફ મુસલમાની રાજ્યો હતાં. એમને વટાવી અથવા ટાળી હિંદુસ્તાનનો રસ્તો શોધવો હતો. બધાએ વરુણદેવની ઉપાસના શરૂ કરી અને અર્ણવને રસ્તે ચાલ્યા. કોઈ ગયા ઉત્તર ધ્રુવ તરફ, કોઈ ગયા અમેરિકા તરફ. કેટલાકોએ આફ્રિકાની અવળી પ્રદક્ષિણા કરી અને અંતે બધા હિંદુસ્તાન પહોંચ્યા ખરા. સમુદ્ર એટલે લક્ષ્મીનો પિતા. એને જે ખેડે એ લક્ષ્મીનો કૃપાપાત્ર થવાનો જ. એ બધાઓએ નવા નવા દેશ છૂટ્યા, ધન દોલત ભેગી કરી, પણ વરુણદેવનું ન્યાયાસન તેઓ ભૂલ્યા. વરુણદેવ ન્યાયનો દેવ છે. એની પાસે ધીરજ પણ છે અને પુણ્યપ્રકોપ પણ છે. જ્યારે એણે જોયું કે મેં એમને સમુદ્રનું રાજ્ય આપ્યું, પણ એ લોકોએ રાજાને શોભે એવો ન્યાય-ધર્મ ન પાળ્યો ત્યારે વરુણ રાજાએ પોતાનો આશીર્વાદ પાછો ખેંચી લીધો અને બધાને જળોદરની સજા કરી. હવે એ રાષ્ટ્રો હિંદુસ્તાન અને આફ્રિકા બન્ને ખંડમાંથી જે કાંઈ સંપત્તિ મેળવી હતી તે અંદર અંદર લડવા માટે વાપરવા લાગ્યાં છે અને પોતાના પ્રાણ સાથે એ બધી સંપત્તિ જળના ઉદરમાં પહોંચાડી દે છે. સમુદ્રયાન હોય કે આકાશયાન હોય, અંતે એણે સમુદ્રના જળના ઉદરમાં પહોંચવાનું જ છે. હવે વરુણરાજા કોપ્યો છે. સાગરની સેવા લેનારાઓમાં જો સાત્ત્વિકતા ન હોય તો તેઓ દુનિયામાં ઉત્પાત મચાવનાર છે એની એને ખાતરી થઈ ગઈ છે. અત્યાર સુધી એણે વિજ્ઞાનશાસ્ત્રીઓને તેમ જ જ્યોતિષશાસ્ત્રીઓને, વિદ્યાર્થીઓને તેમ જ લોકસેવકોને દરિયાની મુસાફરીની પ્રેરણા આપી. હવે એ હિંદુસ્તાનને એક નવી જ પ્રેરણા આપવા માગે છે: હિંદુસ્તાન આગળ એક નવું મિશન ખોલવા માગે છે. આપણે એ સાંભળવા તૈયાર છીએ?

પશ્ચિમ સમુદ્રને કિનારે આપણે વસીએ છીએ દિવસ રાત પશ્ચિમ સાગરનુ* આમત્રણ સાભળીએ છીએ અત્યાર સુધી આપણે બહેરા હતા એ સદેશો આપણે કાને પડતો છતા અદર ઊતરતો ન હતો હવે એ સ્થિતિ રહી નથી યુરોપની મહાપ્રજાઓએ આપણા પર રાજ્ય જમાવી આપણને મોહિનીમા નાખ્યા હતા હવે એ મોહિની ઊતરી છે હવે આપણા કાન ખૂલ્યા છે દુનિયાના નકશા તરફ આપણે નવી આખે જોવા લાગ્યા છીએ મહાસાગરો ભૂમિખડોને તોડતા નથી પણ જોડે એ આપણે હવે સમજતા થયા છીએ આફ્રિકાનો આખો પૂર્વ કિનારો અને કલકત્તાથી માડીને સિંગાપુર આરબની (ઑસ્ટ્રેલિયા સુધીનો પૂર્વ તરફનો પશ્ચિમ કિનારો આપણને આમત્રણ આપે છે કે "ઈશ્વરે તમને જે જ્ઞાન ચારિત્ર્ય અને વૈભવ આપ્યો હોય, તેનો લાભ અહીની કોમોને આપો એક બાજુ આફ્રિકા છે બીજી બાજુ જાવા છે, બાલી છે, ઑસ્ટ્રેલિયા છે, ટાસ્માનિયા છે અને પ્રશાન્ત મહાસાગરના અસખ્ય ટાપુઓ છે એ બધા અર્ણવની વાણીથી આપણને બોલાવે છે એ બધે ઠેકાણે સાગરના પ્રેર્યા અનેક મિશનરીઓ ગયા હતા, પણ બધે તેઓ પોતાની સાથે શરાબ લઈ ગયા, વશાનશ વચ્ચેનો ઉચ્ચનીચ ભાવ લઈ ગયા, ઈશુ ખ્રિસ્તને ભૂલી જઈ ફક્ત એમનુ બાઇબલ લઈ ગયા અને એ બાઇબલની ઓથે એમણે પોતપોતાના દેશનો વેપાર ચલાવ્યો અર્ણવ એમને લઈ ગયો ખરો, પણ વરુણ એમના પર નારાજ થયો છે આપણે ભારતવાસીઓ પ્રાચીન કાળમા ચીન તરફ ગયા, યવનોના દેશ ગ્રીસ તરફ ગયા, જાવા અને બાલી તરફ ગયા આપણે 'सर्वे सन्तु निरामया ।' વાળી સસ્કૃતિનો વિસ્તાર કર્યો, પણ આપણે તે તે ઠેકાણે આપણા સામ્રાજ્યો સ્થાપવાની દુર્બુદ્ધિ ન સેવી બીજાઓના પ્રમાણમા આપણા હાથ સાફ છે એટલે વરુણનો આદેશ થયો છે— અર્ણવ આપણને આમત્રે છે અને કહે છે, "બીજાઓ વિજય પતાકા

*આપણા આ પાડોશીને આપણે અરબી સમુદ્ર તરીકે ઓળખીએ છીએ એ વિચિત્ર છે! વિલાયતથી આવતા ગોરાઓ એને "અરબી સમુદ્ર' ભલે કહે આપણો એ મુબઈ સમુદ્ર છે અથવા પશ્ચિમસાગર છે એ જ નામ આપણે ચલાવવુ જોઈએ

લઈને ચાલ્યા, તમે અહિંસાધર્મની ત્રિરંગી અભય-પતાકા લઈને ઊપડો અને જ્યાં જાઓ ત્યાં સેવાની સુવાસ ફેલાવો શોષણ માટે નહી, પણ પ્રજાતોના પોષણ માટે અને શિક્ષણ માટે ચાલો આફ્રિકાના શાન્તિપ્રિય વર્ણના તમારા ભાઈઓ તમને બોલાવે છે પૂર્વ તરફના ઠેઠની સુવર્ણ વર્ણના તમારા ભાઈઓ તમારી રાહ જુએ છે એ મહાની સેનાએ ઊપડો અને બધાને કહો કે અહિંસા એ જ પરમ ધર્મ છે ઉચ્ચનીચ ભાવ, અભિમાન, અહંકાર, આવી હીન વૃત્તિઓને આ ધર્મમાં સ્થાન ન હોય ભોગ અને ઐશ્વર્ય એ બન્ને જીવનના કાટ છે સંયમ અને સેવા, ત્યાગ અને બલિદાન, એ જ જીવનની કૃતાર્થતા છે એ ધર્મ જેઓ સમજ્યા હોય, તેઓ બધા ઊપડો! પૂર્વસાગર અને પશ્ચિમ સાગર વચ્ચે દક્ષિણ તરફ ધૂસતો હજાર હજાર માઈલનો કિનારો તૈયાર કરી હિંદુસ્તાનને હિંદી મહાસાગરમાં જે સ્થાન અપાયું છે તે સમુદ્ર-વિમુખ થવાને માટે નથી જ એ તો અહિંસાના વિશ્વધર્મનો પરિચય આખા વિશ્વને કરાવવા માટે છે"

યુરોપના મહાયુદ્ધને અંતે દુનિયાનું રૂપ જેમ ફરવાનું હશે તેમ ફરશે, પણ અસંખ્ય ભારતીઓ અર્ણવનું આમંત્રણ સાંભળી વરુણ પાસેથી દીક્ષા લઈ ધીરે ધીરે દેશદેશાંતરમાં ફેલાશે એ વિષે શંકા નથી હું સાગરના પૃષ્ઠ ઉપર આપણાં વહાણો ડોલતાં જોઉં છું એમની અભય પતાકાઓ આકાશમાં ફરતી જોઉં છું અને મારું હૈયું ઊછળે છે અર્ણવનું આમંત્રણ હવે હું જાતે ઝાઝું સીમરી ન શકું તોયે યુવાન હૈયાઓ સુધી એને પહોંચાડી શકું છું એ જ ધન્યતા છે વરુણરાજાને નમન હજો! જય વરુણ રાજકી જય!!

ઓક્ટોબર, ૧૯૪૦

આવે છે સુજલા સુફલા માતાઓની વિપુલતા રખે કોઈ ઓછી સમજે તે વિષેની અતિસ્નેહમાંથી જન્મતી પાપશંકા પણ એમાં હશે ખરી?]

## જીવનલીલા

**પૃ. ૩ ગ્રામ્ય:** ગામમાં રહેનારા એ શબ્દ ઋગ્વેદમાં વપરાયો છે.

**પૃ. ૯ डलयोः सावर्ण्यम्:** ડ અને ળ એ સરખા વર્ણો છે. डलयोरभेद । એમ પણ કહેવાય છે.

**પૃ. ૭ लिम्पतीव:** અંધકાર જાણે અંગોને લેપે છે અને નભ, આકાશ જાણે અંજન કહેતાં કાજળ વર્ષે છે.

**પૃ. ૮ દેશ એટલે...પણ છે:** સરખાવો નીચેનું અપભ્રંશ પદ્ય

सरिहिं न सरेहिं न सरवरेहिं नहि भुज्जाणवणेंहि ।
देस रवण्णा होन्ति वढ निवसन्तेहिं सुअणेहिं ॥

[હે મૂઢ, દેશો રમણીય બને છે તે સરિતા કે સરોથી નહી, સરોવરો કે ઉદ્યાનવનોથી નહી, પણ તેમાં વસતા સુજનોથી]

## સરિતાસંસ્કૃતિ

**પૃ. ૧૦ ક્ષેમેન્દ્ર:** અગિયારમા સૈકામાં થઈ ગયેલા કાશ્મીરી પંડિત કવિ. એમણે ચાળીશ ઉપરાંત ગ્રંથો રચેલા કહેવાય છે. તેમાં 'भारतमंजरी', 'बृहत्कथामंजरी', 'नृपावलि', 'सुवृत्ततिलक', 'औचित्यविचारचर्चा', 'कविकंठाभरण' વગેરે જાણીતા છે

**પૃ. ૧૧ મીનળદેવી:** કર્ણાટકમાં આવેલ ચંદ્રાવતીની રાજકન્યા, કર્ણદેવ સોલંકીને વરેલી, સિદ્ધરાજ જયસિંહની માતા, ધોળકાનું વિખ્યાત 'મલાવ તળાવ' અને વીરમગામનું 'મુનસર' તળાવ બંધાવનાર, અને મૂંડકાવેરો બંધ કરાવનાર, પ્રજાવત્સલ રાણી.

**ઉર્વશી:** ઉરુ દેશની તે ઉર્વશી.

## नदीमुखेनैव

**પૃ. ૧૩ કૂલમર્યાદા:** કૂલ = કિનારો. કિનારાની મર્યાદા. 'કુલમર્યાદા' શબ્દ ઉપરથી આ શબ્દ યોજ્યો છે

**નામરૂપનો ત્યાગ...જાય છે:** સંભારો મુંડકોપનિષદનું વચન—

यथा नद्यः स्यन्दमानाः समुद्रे
अस्तं गच्छन्ति नामरूपे विहाय ।

[જેવી રીતે વહેતી નદીઓ નામરૂપને છોડીને સમુદ્રમાં અસ્ત પામે છે.]

## ઉપસ્થાન

**પૃ ૧૪ ઉપસ્થાન** વદના પૂજા ઉપાસના સરુ સૂર્યનુ કે સંધ્યાનુ ઉપસ્થાન

**પૂર્વજોની નદીભક્તિ** લેખક સરસ્વતીપુત્ર સારસ્વત છે એનુ અહી સ્મરણ થયા વગર રહેતુ નથી

**ભક્તિના ઉદ્દગાર શ્રવણ કરીને** ભક્તિનુ શ્રવણ કરીને શ્રવણભક્તિ કરીને ઉદગાર વચનો (પ્રેમાદરપૂર્વક સાભળવુ એ પણ ભક્તિનો જ એક પુણ્યપ્રદ પ્રકાર છે )

**નસ્કૃતિપુષ્ટ** દુનિયાની ઘણીખરી સસ્કૃતિઓ નદીઓને કાઠે જ વિકસી છે જેમ કે ઇજિપ્તની નાઈલને કાઠે ખાલ્ડિયા (ઇરાક)ની યુફ્રેટિસ અને ટૈગ્રિસને કાઠે ચીનની યાગ્સેક્યાગ અને હોઆગહોને કાઠે મધ્ય એશિયાની અમુદરિયા અને સરદરિયાને કાઠે હિદની પચસિધુ, ગગા-યમુના અને કૃષ્ણા ગોદાવરીને કાઠે

**ભગવાન સૂર્યનારાયણના પ્રેમ વિષે** તાપી — તપતી સૂર્યની પુત્રી ગણાય છે માટે એ સવરણ રાજાને વરી હતી અને કુરુની માતા હતી એમાનદને નામે ચટેના તપત્યાખ્યાન મા એની વાત આવે છે

**પૃ ૧૯ 'ઇતિહાસનો ઉષાકાળ'** સામાન્ય રીતે ઉષઃકાળ શબ્દ વપરાય છે પણ અહી જાણી જોઈને ઉષાકાળ શબ્દ બનાવ્યો છે તેજપુર પાસે બાણાસુર અને ઉષા રહેતા હતા એમ સ્થાનિક ઇતિહાસ કહે છે

ઉષા અનિરુદ્ધની કથા ભાગવતના દશમા સ્કધમા અધ્યાય ૬૨-૬૩મા આવે છે બલિના પુત્ર બાણાસુરની કન્યા ઉષાને એક વાર સ્વપ્નમા કોઈ સુદર તરુણનો સમાગમ થયો સ્વપ્ન ઊડી જતા એ તેના વિયોગથી લવારો કરતી હતી તે એની સખી ચિત્રલેખા સાભળી ગઈ તેણે પૂછતા ઉષાએ સ્વપ્નની વાત કહી સભળાવી અને એ પુરુષને પરણ્યા વગર પોતે જીવી શકશે નહી એમ જણાવ્યુ ચિત્રલેખાએ એક પછી એક ચિત્રો દોરીને બતાવવા માડ્યા અને કૃષ્ણના પૌત્ર અનિરુદ્ધનુ ચિત્ર જોઈ તેણે કહ્યુ કે આ જ મે સ્વપ્નમા જોયેલો પુરુષ છે

ચિત્રલેખા યોગબળથી દ્વારકા જઈ ત્યાથી અનિરુદ્ધને પલગ સહિત ઉપાડી લાવે છે ઉષા-અનિરુદ્ધ ગાધર્વ વિધિથી પરણે છે અને ચાર માસ સાથે ગાળે છે એવામા ઉષાના પિતાને ખબર મળે છે કે ઉષાના મદિરમા કોઈ પુરુષ વસે છે એ તે તે ક્રોધે ભરાઈ ત્યા પહોચી જાય છે અને અનિરુદ્ધ ઉપર ધસી જતા બન્ને વચ્ચે યુદ્ધ થાય છે તેમા બાણ અનિરુદ્ધને નાગપાશે બાધીને કેદ કરે છે અહી દ્વારકામા અનિરુદ્ધની શોધાશોધ ચાલતી હતી ત્યા નારદે આવીને સમાચાર આપ્યા કે તેને તો શોણિતપુર (હાલનુ તેજપુર)મા બાણાસુરે કેદમા

પૂર્યા છે એટલે યાદવો શોણિતપુર પર ચડી જાય છે અને બાણને હરાવી ઉષા-અનિરુદ્ધને લઈને વાજતે ગાજતે પાછા દ્વારકા આવે છે.

**સંભૂયસમુત્થાનના :** ભેગા થઈને ઉન્નતિ સાધવાના. Joint Stockના. સ્મૃતિઓમા આ શબ્દ મળે છે

**પૃ ૧૬ સમુદ્ર સુધી જતાં અટકનારી :** દક્ષિણ ગુજરાતમાં વલસાડ પાસેની વાંકી પણ પોતાના નામ પ્રમાણે વ કાતી વ કાતી છેક સમુદ્ર પાસે આવી એવી વકાય છે કે એ ત્રણ માઈલ દૂર ઉત્તરે જઈને ઔરંગાને મળે છે, અને તેની સાથે જ સમુદ્રમા ભળે છે

**પૃ. ૧૮ ગતિ આપ્યે જ છૂટકો :** વાસના પીડિત ભૂતોને માન્ત્રિકો ગતિ આપે છે તેમ.

## ૨. સખી માર્કણ્ડી

**પૃ. ૩ માર્કંડી ·** બેલગામથી નવ માઈલ ઉપર આવેલા લેખકના ગામ બેળગુંદીની પાસે થઈને વહેતી ટચૂકડી નદી.

**પ્રપાત :** ધોધ

***વૈજનાથ :*** *[ સં૦ વૈદ્યનાથ ]* બેલગામ પાસેનો એક ડુંગર ડહે છે કે એ ડુંગરમા દીમની વનસ્પતિ છે.

**તાલુકાનો :** કર્ણાટકના બેલગામ તાલુકાનો

**જિજ્ઞાસા :** જાણવાની ઇચ્છા સર૦ પિપાસા

**પૃ. ૪ માર્કંડેય :** મૃકુંડ મુનિના પુત્ર, માર્કંડ એમની કથા આગળ આવે છે.

**સાધુ સુંદર :** ૮ સાધુચરિત સુદર અને શાણો પુત્ર હશે, તેનુ આવરદા સોળ જ વર્ષનુ હશે જે મૂઢ અને કદરૂપો હશે તે સો વર્ષ જીવશે અને એવો ને એવો જ રહેશે આ બેમાથી તારા મનને જે ગમે તે હુ તને આપુ.

આ પંક્તિઓ એક મધ્યકાલીન કવિના લખેલા માર્કંડેય આખ્યાનમાથી લીધેલી છે મરાઠી સ્ત્રીઓમા ઘણીને એ મોઢે હોય છે

**મૃત્યુંજય :** મહાદેવનુ નામ એ અલુક સમાસ છે એમા વિભક્તિના પ્રત્યયનો લોપ થતો નથી સર૦ ધનજય, સમિતિજય, રણજય ( dictator )

**એની આયુધારા :** એને સાત કે ચૌદ કલ્પનુ આયુષ્ય મળ્યું હતુ એવુ કથામા આવે છે એ ઉપરથી કોઈને દીર્ઘજીવી થવાનો આશીર્વાદ આપવો હોય ત્યારે 'માર્કંડાયુર્ભવ' એમ કહેવાય છે અહી આ નદીરૂપી આયુધારા એવો અર્થ લેવો એ લેખકની કલ્પના છે

**ભાઈબીજ :** કારતક સુદ બીજ એ દિવસે યમુનાએ પોતાના ભાઈ યમને પોતાને ઘેર બોલાવી પૂજા કરીને જમાડયા હતા તેથી એ દિવસને

યમદ્વિતીયા પણ કહે છે એ દિવસે બહેન પોતાના ભાઈની પૂજા કરી જમાડતી વખતે નીચેનો મંત્ર બોલી આચમન કરાવે છે

भ्रातस्तवानुजाताऽहं भुंक्ष्व भक्तम् इदं शुभम् ।
प्रीतये यमराजस्य यमुनाया विशेषत ॥

બહેન મોટી હોય તો भ्रातस्तवाग्रजाताहं એમ બોલે છે

**મૃગનક્ષત્ર :** ભાઈબીજ શિયાળામા આવે છે એટલે એ વખતે મૃગનક્ષત્ર આખી રાત આકાશમા હોય છે એની मृगनीता रात्रय ।

**લાવણ્ય** [સ० लवण+य] મીઠાશ, ગનક, યૌવનની કાતિ એનુ લક્ષણ

मुक्ता फलेषु छायायाः तरलत्वम् इवान्तरा ।
प्रतिभाति यद् अंगेषु तल्लावण्यम् इहोच्यते ॥

## ૨. કૃષ્ણાનાં સંભારણાં

**પૃ. ૫ સાતારા :** કૃષ્ણાને કાઠે આવેલા સાતારા નગરમા લેખકનો જન્મ થયો હતો શાહુ વગેરે મહારાષ્ટ્રના રાજાઓની એ રાજધાની હતી

**શ્રીશાહુ મહારાજ :** શિવાજીના દીકરા સભાજીનો દીકરો — એનુ નામ શિવાજી હતુ ઔરંગઝેબે એનુ નામ પાડ્યુ શાહુ નાનપણમા એને દિલ્હીના દરબારમા બદી તરીકે રહેવુ પડ્યુ હતુ ત્યાના એશઆરામને લીધે એણે રાજ્યનો ભાર પોતાના પ્રધાનને — પેશવાને સોપ્યો હતો અને પોતે સાતારામા રહેતો હતો

**સમાધિ.** કબર

**અમે બાળકો :** લેખક અને તેમના ભાઈ

**'વાસુદેવો' :** મોરપીછની ટોપી પહેરી ભજનો ગાઈ ભીખ માગનાર એક માગણ પથના માણસો.

**પૃ ૬ નરસોબાની વાડી :** કૃષ્ણા નદીને કાઠે કુરુદવાડ પાસે આવેલી છે અહી દત્તાત્રેયનુ તીર્થસ્થાન છે

**અમૃતખેતરો :** અમૃત જેવા મીઠા ફળ આપનારા ખેતરો

સરૂ નાનકશા વિષેની લોકવાર્તા

શીખગુરુ નાનકશા સ્વર્ગે ગયા ત્યા પણ ગમગીન રહેતા ભગવાને કારણ પૂછતા કહ્યુ કે સ્વર્ગમા બધુ છે પણ મકાઈના ડોડા નથી અને 'સરસૂ'નુ શાક નથી નહિ એ ખાવા પૃથ્વી પર પાછા જવાનુ મન થાય છે લોકમાનસ જ આવી કથા લોધી કાઢે

**સાંગલી :** કૃષ્ણા કાઠે આવેલુ એક દેશી રાજ્ય અને શહેર

**સંસ્થાન ·** દેશી રાજ્ય

**એકશ્રુતિ :** વૈવિધ્ય વગરનો એ શબ્દ વૈદિક છે વેદમા ત્રણ પ્રકારના ઉચ્ચારો થતા હતા ઉદાત્ત, અનુદાત્ત અને સ્વરિત એના ઉદાત્ત, અનુદાત્ત કે સ્વરિતમાથી એમ જ લઈ એમા ફરક કર્યા વગર એનો એકસરખો ઉચ્ચાર કરવો તેને એકશ્રુતિ ઉચ્ચાર અથવા અવાજ કહે છે અગ્રેજી 'મોનોટોનસ'.

**પૃ. ૭ જગમ :** ચાલતો

**સ્થાવર :** ન ચાલતો, સ્થિર

**શ્રી સમર્થ :** રામદાસ શ્રી શિવાજી મહારાજના ગુરુ એમણે 'દાસબોધ', 'મનોબોધ' વગેરે ઘણુ ધાર્મિક સાહિત્ય લખ્યુ છે બ્રહ્મચારી હતા અનેક મઠો સ્થાપીને એમણે ધર્મપ્રચાર કરેલો

**ઘોરપડે :** સતાજી, શિવાજીનો એક સેનાપતિ રાજારામના વખતમા ધનાજી અને સતાજી ઘોરપડે એ બે સેનાપતિઓ વચ્ચે ભારે વિરોધ જાગ્યો હતો ઘોરપડે મુરારરાવ, [૧૭૦૪–૧૭૭૭] પણ શાહુનો અગ્રણી સરદાર હતો. પોતાના પરાક્રમથી આખો કર્ણાટક જીતી ગુત્તીમા રાજધાની સ્થાપી હતી એટલે એ ગુત્તીકર ઘોરપડે પણ કહેવાય છે ચદા સાહેબ સાથેના પેશવાના ત્રિચિનાપલ્લી આગળ થયેલા ઘનઘોર યુદ્ધમા એણે જ પેશવાને વિજય અપાવ્યો હતો આથી શાહુએ એને કર્ણાટકની સરદેશમુખી અને ત્રિચિનાપલ્લીના કિલ્લાની સૂબેદારી આપી હતી આખરે એ હૈદરને હાથે કેદ પકડાયો હતો અને તેણે એને ચાદીની બેડી પહેરાવી કપાલદુર્ગમા રાખ્યો હતો ત્યાજ એનો અત આવ્યો હતો

**પટવર્ધન :** પરશુરામ ભાઉ [૧૭૩૦–૧૭૯૯] સવાઈ માધવરાવ પેશવાના સમયનો મોટો સેનાપતિ ભારે શૂરવીર અને લડવૈયો હતો હૈદર સાથેના યુદ્ધમા એના એક પછી એક ત્રણ ઘોડા મરી ગયા પણ એ ગભરાયો નહી ૧૭૮૧ના અરસામા એણે અગ્રેજ સેનાપતિ ગોડાર્ડને હરાવ્યો હતો ૧૭૯૬મા એનુ નાના ફડનવીસ સાથે બગડયુ અને તેણે એને કેદમા પૂર્યો. ૧૭૯૮મા એનો છુટકારો થયો પણ તરત જ એ પટવર્ધનના યુદ્ધમા ગયા અને ત્યા લડતો લડતો મરાયો

**નાના ફડનવીસ :** [૧૭૪૨–૧૮૦૦] મરાઠાશાહીના અતિમકાળનો મહાન ચતુર મુત્સદ્દી

**રામશાસ્ત્રી પ્રભુણે :** [૧૭૨૦–૧૭૮૯] પેશવાઈના જમાનાના પ્રખ્યાત ન્યાયશાસ્ત્રી વીસ વરસની ઉમર થતા સુધી એ નિરક્ષર હતા જે શાહુકારને ત્યા નોકરી કરતા હતા તેણે મર્મભેદક વચન કહ્યા એટલે એઓ કાશી ભણવા ચાલ્યા ગયા અને ભારે વિદ્વાન ધર્મશાસ્ત્રી થયા ૧૭૫૧મા પેશવાના દરબારમા સેવા સ્વીકારી અને ૧૭૫૯મા મુખ્ય ન્યાયાધીશ થયા અત્યત

નિસ્પૃહ હતા. મોટા માધવરાવ એના કહ્યા પ્રમાણે ચાલતા. નારાયણરાવના ખૂન માટે એમણે રાઘોબાને દેહાંત પ્રાયશ્ચિત્ત લેવાનું બેધડક કહ્યું હતું.

**દેહૂ:** ઇન્દ્રાયણી નદીને કાંઠે આવેલું ગામ. પૂનાથી દૂર નથી. 'સંત તુકારામ'નું ગામ હોઈ પવિત્ર ગણાય છે.

**આળંદી:** ઇન્દ્રાયણી નદીને કાંઠે આવેલું ગામ. પૂનાથી બહુ દૂર નથી. અહીં શ્રી જ્ઞાનેશ્વરે જીવતા સમાધિ લીધી. દેહૂ આળંદીની નદી ઇન્દ્રાયણી ભીમા નદીને મળે છે. એ ભીમા પંઢરપુર પાસે વાંકી વળે છે માટે ત્યાં એને ચંદ્રભાગા કહે છે. ત્યાર પછી જ એ મોટી થઈ કૃષ્ણાને મળે છે.

**તુંગભદ્રા:** તુંગા અને ભદ્રા એ બે નદીઓ મળીને તુંગભદ્રા થાય છે. જુઓ 'મુળામુઠાનો સંગમ'. તુંગભદ્રાને કાંઠે હંપી પાસે, કર્ણાટક સામ્રાજ્યનું પાટનગર વિજયનગર વસેલું હતું.

**તેલંગણ:** ત્રિલિંગનો પ્રદેશ. 'जेना पेटमां कृष्णानुं एक बिंदु पण पहोंच्युं छे ते महाराष्ट्रीयपणुं भूलवानो नथी.' અને 'कृष्णामां प्रांतीयता छे ज नहीं.' એ બે વિધાનો વચ્ચે વિરોધ છે ખરો? લેખકનું કહેવું છે કે મહારાષ્ટ્રના સદ્ગુણો વિષે મનમાં આદરભાવ રહેવાનો જ, પણ ત્રણે પ્રાંતો વિષે આત્મીયતા જાગવાથી સંકુચિતતા ન જ કેળવાય.

**કૂલ:** અસ્થિ.

**પૃ. ૮ પહાડનાં અસ્થિ:** પથરા.

**જીવનલીલા:** જીવન એટલે જળ, અને જિંદગી બંને અર્થ લેવાના.

**અનંત બુવા મરઢેકર:** કાકાસાહેબના પ્રિય સુહૃદ, જેમના પવિત્ર સ્મરણને 'હિમાલયનો પ્રવાસ' અર્પણ થયો છે તે. શ્રી સમર્થ રામદાસ સ્વામીએ અને તેમના શિષ્યોએ જે અનેક મઠો સ્થાપેલા છે, તેમાં 'મરઢે મઠ' પણ છે. એ મઠના ગૃહસ્થાશ્રમી મઠપતિઓના વંશમાં એઓ જન્મ્યા હતા. પિતાનો ધંધો પુરાણિક અને હરદાસનો હતો. અનંત બુવા પ્રથમ મરાઠી ટ્રેનિંગ કૉલેજ (અધ્યાપન મંદિર)માં શિક્ષક હતા. પાછળથી કાકાસાહેબ કરતાં પહેલાં ગંગનાથ વિદ્યાલયમાં જોડાયા હતા. એ વિદ્યાલય માટે પૈસા ઉઘરાવવા વડોદરા રાજ્યમાં બધે ફરતા. એમનો માસિક ખર્ચ કોઈ કાળે દસ રૂપિયાથી વધ્યો ન હતો. સંસ્થાના નિયમ પ્રમાણે એમને ખર્ચ ઉપરાંત પાંચ રૂપિયા હાથખરચી માટે લેવા પડતા તે પણ વિદ્યાર્થીઓ માટે ખરચી નાખવામાં અથવા હિસાબમાં ભૂલ આવી હોય તો તેમાં ભેળવવામાં વાપરતા. રહેણીકરણીમાં એમને ધારાળાગોર શ્રી રવિશંકર મહારાજ સાથે સરખાવી શકાય. એમનું પવિત્ર જીવન જોઈ ઘણા લોકો એમની પાસે કંઠી માગતા, પણ એમણે કોઈને કંઠી આપી નહોતી. તેઓ કહેતા, 'એ મારી યોગ્યતા નથી.'

**હૃદયની લાગણી:** આદરભાવ લેખક પ્રત્યે અસાધારણ આદરભાવ રાખતા તેથી

**ગુરુભાઈ:** લેખક કરતા પહેલા રાષ્ટ્રીય શિક્ષણના કાર્યમા પડેલા અને વધારે ત્યાગી હતા તેથી

**ગંગોત્રી:** ગંગા જ્યાંથી પ્રત્યક્ષ નીકળે છે તે સ્થાનને તો ગોમુખ કહે તે પછીનુ તીર્થ તે ગંગોત્રી

**અમરનાથ:** કાશ્મીરના હિમાલયમા આવેલુ ગુફાવાળુ તીર્થસ્થાન

**અમર થયા:** દેવ થયા, ગુજરી ગયા

**વાઈ:** કૃષ્ણા કાંઠે આવેલુ પવિત્ર તીર્થસ્થાન અહી સંસ્કૃત વિદ્યાની પરંપરા સરસ જળવાઈ રહેલી છે

**ગંગાનુ.** કૃષ્ણાનુ વાઈના લોકો પ્રેમભક્તિપૂર્વક એ નામ વાપરે છે

**શિરસ્નાન:** ચોમાસામા વાઈના કેટલાક મંદિરો નદીના પાણીમા કળશ સુધી પૂરા ડૂબી જાય છે

**પૃ. ૯ સ્વરાજ્ય ઋષિ:** સ્વરાજ્યનુ ધ્યાન કરનાર સ્વરાજ્ય માટે તપશ્ચર્યા કરનાર, અને સ્વરાજ્યનો મંત્ર આપનાર

**પટવર્ધન:** પટ=વસ્ત્ર, વર્ધન=વધારનાર, દ્રૌપદીના વસ્ત્રો પૂર્યાં હતા તે ઉપરથી

**રેંટિયા**ની સંખ્યા ૨૦ લાખની નક્કી થઈ હતી

**બેઝવાડા** આંધ્ર પ્રાંતનુ એક મુખ્ય શહેર એ પણ કૃષ્ણાકાંઠે છે

**શ્રી અબ્બાસ સાહેબ** [૧૮૫૪-૧૯૩૬] નિત્યયુવાન દેશભક્ત શ્રી અબ્બાસ તૈયબજી ત્રીજી મહાસભાના પ્રમુખ શ્રી બદરુદ્દીન તૈયબજીના ભત્રીજા ને પાછળથી જમાઈ પૂર્વ જીવનમા એઓ વડોદરા રાજ્યની વરિષ્ઠ અદાલતના ન્યાયાધીશ હતા ઉત્તર જીવનમા ગાંધીજીની અસર નીચે ગુજરાતના જાહેર જીવનમા એમણે મહત્ત્વનો ફાળો આપ્યો હતો પંજાબના હત્યાકાંડની તપાસમા, અસહકારના આંદોલનમા, તિલક સ્વરાજ્ય ફાળો ઉઘરાવવામા સરકારી શાળાઓ ને પરદેશી કાપડની દુકાનો ઉપરની ચોકીમા ખાદીફેરીમા હિંદુમુસ્લિમ એકતાના પ્રયત્નોમા રેલસંકટ નિવારણમા રાનીપરજની વહારે ધાવામા, બારડોલીની મહેસૂલી લડતમા, તથા ધરાસણાના અગર ઉપરના હલ્લાની આગેવાની લેવામા એમની અનેકવિધ દેશસેવાને આપણે પ્રગટ થતી જોઈ છે

**શ્રી પુણતાંબેકર:** મુંબઈના રાષ્ટ્રીય મહાવિદ્યાલયના તે વખતના આચાર્ય પોતે બૅરિસ્ટર ખાદી ઉપર નિબંધ લખવા માટેનુ ઇનામ શ્રી વરદાચારી ને એમની વચ્ચે વહેંચી આપવામા આવ્યુ હતુ પાછળથી બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયમા ઇતિહાસના મુખ્ય અધ્યાપક અને નાગપુર વિશ્વવિદ્યાલયમા અર્થશાસ્ત્ર વિભાગના મુખ્ય અધ્યાપક થયા હતા

**ગિદવાણીજી** • ગૂજરાત વિદ્યાપીઠના પહેલા કુલનાયક (વાઈસ ચાન્સેલર) અને ગૂજરાત મહાવિદ્યાલયના પહેલા આચાર્ય શ્રી અસુદમલ ટેકચંદ ગિદવાણી અહીં આવ્યા તે પહેલા એઓ દિલ્હીની રામજસ કૉલેજના પ્રિન્સિપાલ હતા

**કૃષ્ણ બિકા**: કૃષ્ણમૈયા

**રામશાસ્ત્રી** પ્રભુણે વાઈ પાસે કૃષ્ણા કાંઠે રહેતા માટે.

**નાના** ફડનવીસ વાઈ પાસે મેણવલીમા રહેતા માટે

**'રાષ્ટ્રીય' હિંદી** • શુદ્ધ હિંદી તે પ્રાન્તીય હિંદી, અનેક ભાષાની અસરથી બનેલી અને ભાગીતૂટી હિંદી તે રાષ્ટ્રીય હિંદી!!

**જન્મકાળનુ**: લેખકના જન્મકાળનુ

### ૩. સુળાસુઠાનો સંગમ

**પૃ ૧૦ અપવાદ વગર૦**: સર૦ Exception proves the rule proves = કરે છે अुत्सर्गा सापवादा ।

**મિસિસિપી–મિસોરી**: એની લબાઈ ૫,૪૩૧ માઈલની છે એ બે નદી મળે છે ત્યાનો પટ ૫૦૦૦ ફૂટ પહોળો છે

**દ્વંદ્વ સમાસ**મા બને પદો સમાન કક્ષાના હોય છે, તે વાત ઉપર ભાર છે

**સીતાહરણથી માંડીને . . સુધીનો ઇતિહાસ**: રાવણ સીતાને ઉપાડી ગયો ત્યારે સીતાની સાડીનો છેડો હંપી પાસેના એક મોટા ખડક સાથે ઘસાયો હતો તેની રેખાઓ ખડક ઉપર હજી જોવામા આવે છે! વળી, વિજયનગરના સામ્રાજ્યનો કારભાર પણ તુંગભદ્રાને કિનારેથી જ ચાલતો ઈ સ ૧૩૪૬મા એ સામ્રાજ્ય સ્થપાયુ હતુ એનો વિસ્તાર કૃષ્ણાથી કન્યાકુમારી સુધીનો હતો સવા બસો વર્ષ સુધી મુસલમાનોના હુમલા સામે ટક્કર ઝીલ્યા પછી એ સામ્રાજ્ય ઈ સ ૧૫૬૫મા પડ્યુ એનો વિગતવાર ઇતિહાસ 'એ ફરગૉટન એમ્પાયર' નામના અગ્રેજી તેમ જ 'વિજયનગર સામ્રાજ્યમ ઇતિહાસ' નામના હિંદી પુસ્તકમા આપેલો છે

**ખડકવાસલા**: પૂનાથી સિંહગઢ જવાને રસ્તે આવેલા એ સ્થાને પૂનાનુ જળાગાર (વૉટર વર્ક્સ) આવેલુ છે સ્વતત્ર ભારતના રાષ્ટ્રરક્ષા વિદ્યાલય માટે પણ એની પાસે જ સ્થળ પસદ કરવામા આવ્યુ છે જુઓ પૃ ૧૨

**મુંડી**: સંન્યાસી. માથા પર એકે ઝાડ વગરની, માથુ મૂડ્યુ હોય એવી

**ચિંતાજનક**: માણસ ચિંતામા પડે એટલે એની આંખો ઉઘાડમીંચ થાય છે તારાઓ પણ આખી રાત ઉઘાડમીંચ થાય છે પાણીના હાલવાથી એ રીતે ઉઘાડમીંચ થતા પ્રતિબિંબ એવો અર્થ કરવો

**બાંગ :** [ ફા ] મજ્જિદમા નમાઝ પહેલા નમાઝનો વખત થયો છે માટે નમાઝ પઢવા આવો એમ જણાવવા જે શબ્દો મોટે અવાજે પુકારવામા આવે છે તે અરબીમા એને જ અઝાન કહે છે અહી બાગ શબ્દનો સામાન્ય અર્થ પુકાર જ લીધે છે

**લકડીપુલ :** અમદાવાદના લેખક એલિસબ્રિજને પણ લક્કડિયો પુલ કહે છે કદાચ એ બંને ઠેકાણે પહેલા લાકડાના પુલ હશે અથવા પાસે જ લાકડા વેચવાની લાતીઓ હશે

**પૃ ૧૧ ઓંકારેશ્વર :** અહી એક સ્મશાન છે અને બીજુ લકડીપુલ આગળ છે

**કૅપ્ટન મૅલેટ :** પેશવાઈ ડુબાવવા માટે કાવતરા કરનાર બ્રિટિશ એલચી

**ભાંડારકર :** ડૉ સર રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર પીએચ ડી. સસ્કૃત વિદ્યા અને પ્રાચ્ય વિદ્યાસશોધનના પારગત પ્રાર્થના સમાજના નેતા લેખકનો 'ત્રિખડ પડિત ભાડારકર' નામનો લેખ જોવો

**ગુજરાતના એક લક્ષ્મીપુત્ર :** કર્વે વિશ્વવિદ્યાલય સાથે જેમનુ નામ જોડવામા આવેલુ છે તે સર વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરશી

**ઉત્તુગ શિરસ્ક :** ઊચા શિરવાળી ઊચી

**નમ્રનામધેય :** નમ્ર નામવાળી મકાન મોગ રાજમહેલ જેવુ છે, પણ તેનુ નામ 'પર્ણકુટી' રાખેલુ છે એ જ મકાનમા ગાધીજીએ બે વાર ઉપવાસ કર્યા હતા

**યરોડાનુ કારાગાર :** નાના મોગ અસખ્ય દેશનેતાના અને ખાસ કરીને ગાધીજીના બદીવાસને કારણે તથા ત્યા થયેલા હરિજનોના મતાધિકારને લગતા કરારને કારણે દેશમા અને દુનિયામા પ્રસિદ્ધ થયુ છે ગાધીજી એને યરવડા મદિર કહેતા

**પ્રાણહરણપટુ :** પ્રાણ લેવામા કુશળ

**ભિક્ષાધીશ** ભિક્ષાના અધિકારી ભિખારી લક્ષાધીશ સાથે મેળ બેસાડવા આ શબ્દ યોજ્યો છે

**પૃ ૧૨ નિસર્ગોપચાર ભવન :** ૧૯૪૪મા કારાવાસમાથી છૂટ્યા પછી ગાધીજીએ નિસર્ગોપચારનો પ્રચાર કર્યો હતો અને તે અરસામા તેમણે કેટલોક સમય આ નિસર્ગોપચાર ભવનમા પણ ગાળેલો વળી ઉરુળીકાચનમા એક નવુ કેન્દ્ર પણ શરૂ કરેલુ જે હજી ચાલુ છે

**સિહગઢનો વાસ :** લેખકને ક્ષયનો રોગ લાગુ પડ્યો હતો ત્યારે તેઓ કેટલોક વખત સિહગઢ રહેલા તેનો આ ઉલ્લેખ છે

## ૪. સાગર-સરિતાનો સંગમ

**પૃ. ૧૩ સરુનું વન :** જુઓ 'રમરણયાત્રા'નુ એ નામનુ પ્રકરણ

**જ્યારે કોઈ કાળે . . . સામા થાય છે :** ચંદ્રની અસરને લીધે જ્યારે સાગરમા ઓટ આવે છે ત્યારે પાણી મારગ કરી આપે છે, અને ભરતી આવતા ઊભરાઈને નદીમા પેસી જાય છે ને સામા થાય છે, એમ કહ્યુ છે

**પૃ ૧૫ મહાબળેશ્વર :** સાતારા પાસે કૃષ્ણાનો ઉગમ આ સ્થાને છે.

**ત્ર્યંબક** - નાશિક પાસે ગોદાવરીનો ઉગમ આ સ્થાને છે

**ઊગમની શોધ૦** સર૦ ' ગંગોત્રી, જમનોત્રી, કેદાર બદરી, અમરનાથ ખોજરનાથ માનસ સરોવર રાકસતાલ, પરશુરામ કુડ, અમરકટક, મહા બળેશ્વર, ત્ર્યબક બધા તીર્થો નદીનુ મૂળ શોધવાની નૈસર્ગિક જિજ્ઞાસાના પરિણામ છે એમ હુ માનુ છુ ઉત્તર ધ્રુવ તરફ રહેતી આર્ય પ્રજા જેમ ઉષ્ણતા આપનાર સૂરજ ક્યાથી ઊગે છે અને ક્યા આથમે છે એ શોધવા માટે બહાર નીકળી અને ચારે ખડો પર પ્રસરી, તેમ હિંદુસ્તાનના સંતાનો પોતાના ઢોરને લઈને કે એકલા નદીનુ મૂળ શોધતા શોધતા ફરતા હોય એમા નવાઈ નથી " — 'હિમાલયનો પ્રવાસ', પ્ર ૨૧

અજંટાની ગુફાઓ પાસે પણ એક નાની નદીનો ઉગમ છે

## ૫. ગંગા મૈયા

**પૃ ૧૬ દેવવ્રત ભીષ્મ :** શંતનુ અને ગગાના આઠમા પુત્ર દેવવ્રત પિતા શંતનુ, સત્યવતી નામે ધીવર રાજકન્યાને પરણી શકે એટલા માટે એમણે આજીવન બ્રહ્મચારી રહેવાની ભીષણ પ્રતિજ્ઞા લીધી અને પાળી, તે ઉપરથી તેઓ ભીષ્મ નામે પ્રસિદ્ધ થયા એ ઉપરથી જ આપણામા કોઈ પણ ભારે પ્રતિજ્ઞાને ભીષ્મ પ્રતિજ્ઞા કહે છે ભીષ્મ = ભીષણ, ભયકર

**આર્યોનાં મોટાં મોટાં સામ્રાજ્યો :** હર્ષનુ મૌર્યોનુ વગેરે.

**પૃ. ૧૭ કુરુ પાંચાલ** - દિલ્હીની આસપાસનો પ્રદેશ તે કુરુ અને ગગાજમના વચ્ચેનો દોઆબ તે પાચાલ

**અંગવંગાદિ :** ગગાને જમણે કાઠે આવેલુ પ્રસિદ્ધ રાજ્ય તે અગ, એની રાજધાની ચપા હતી એ નગરી આજના ભાગલપુરને સ્થાને કે તેની નજીકમા હતી એમ મનાય છે પૂર્વ બગાળ તે વગ એમા બગાળના દરિયા કિનારાનો પણ સમાવેશ થતો હતો ઉત્તર બગાળ તે ગૌડ અથવા પુડ

**ગંગાનુ જ્યારે દર્શન . . . યાદ આવે છે :** ગગાને કિનારે ખેતી અને વેપાર જ ખીલ્યા છે એમ નથી પણ કાવ્ય, ધર્મ, શૌર્ય અને ભક્તિ — ટૂકમા આખી સસ્કૃતિ ખીલેલી છે

પંડિત જવાહરલાલ નેહરુએ પોતાના (૧૯૪૬ના) 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા' નામના ગ્રથમા હિંદની નદીઓ વિષે લખતા ગગા વિષે લખ્યુ છે

. . and the Ganga, above all *the* river of India, which has held India's heart captive and has drawn uncounted millions to her banks since the dawn of history The story of the Ganga, from her source to the sea, from old times to new, is the story of India's civilization and culture, of the rise and fall of empires, of great and proud cities, of the adventure of man and the quest of the mind which has so occupied India's thinkers, *of the richness and fulfilment of life as well as its denial* and renunciation, of ups and downs, and growth and decay, of life and death  પૃ. ૪૩

. . અને ગંગા તો ખાસ હિંદની નદી ઇતિહાસના ઉષઃકાળથી માંડીને તે હિંદના હૃદય ઉપર સત્તા જમાવતી અને પોતાને કાંઠે અસંખ્ય માનવીઓને આકર્ષતી આવી છે ગંગાના મૂળથી માંડીને સાગર સાથેના સંગમ સુધીની તથા પ્રાચીન કાળથી માંડીને અર્વાચીન કાળ સુધીની તેની કથા તે હિંદની સંસ્કૃતિની અને સુધારાની કથા છે — સામ્રાજ્યોના ઉત્થાન અને પતનની, વિશાળ અને ગૌરવશાળી માનધન નગરીઓની, માનવીના સાહસોની તેમ જ હિંદના ચિંતકોને મશગૂલ રાખનાર તત્ત્વના અન્વેષણની, જીવનની સમૃદ્ધિ અને સફળતાની તેમ જ નિવૃત્તિ અને સંન્યાસની, ચડતીની અને પડતીની, વૃદ્ધિની અને ક્ષયની, જીવનની અને મરણની કથા છે

**ઉત્તરકાશી :** ગંગોત્રીમાંથી નીકળ્યા પછી ગંગા જ્યાં પહેલવહેલી ઉત્તરવાહિની બને છે તે સ્થાન જુઓ 'હિમાલયનો પ્રવાસ', પ્ર. ૩૫.

**દેવપ્રયાગ .** જ્યાં ભાગીરથી અને અલકનંદાનો સંગમ થાય છે તે સ્થાન જુઓ 'હિમાલયનો પ્રવાસ , પ્ર ૨૫

**લક્ષ્મણઝૂલા :** હૃષીકેશની પાસે ગંગા નદી ઉપર પહેલાં જ્યાં શીકાંનો પુલ હતો અને આજે જ્યાં લોઢાની દોરડી અને સળિયાનો બનાવેલો ઝૂલતો પુલ છે તે જગ્યા એ જ સ્થળે લક્ષ્મણનું મંદિર છે, તે ઉપરથી આ નામ પડ્યું છે જુઓ 'હિમાલયનો પ્રવાસ', પ્ર ૨૩.

**કરાલદંષ્ટ્ર :** ભયંકર દાઢ સર૦ बहुदंष्ट्राकरालम् । ગીતા, ૧૧-૨૪ दंष्ट्राकरालानि च ते मुखानि । ગીતા ૧૧-૨૫

**ત્રિવેણીસંગમ :** ગંગા યમુના અને (ગુપ્તરૂપે) સરસ્વતીનો સંગમ. પ્રયાગ આગળ એ ત્રણે નદીઓ ભેગી થાય છે એટલે ત્યાં એ યુક્તવેણી કહેવાય છે બંગાળમાં એમના અનેક પ્રવાહો થઈ જાય છે એટલે ત્યાં મુક્તવેણી કહેવાય છે

**વર્ધમાન :** વધતી જતી

**ગંગા શકુન્તલા જેવી . . . દેખાય છે :** જુઓ આગળ પૃ. ૨૦.

**શર્મિષ્ઠા અને દેવયાની :** દૈત્યરાજ વૃષપર્વાની કન્યા શર્મિષ્ઠાને દૈત્યગુરુ શુક્રાચાર્યની કન્યા દેવયાની જોડે બહેનપણા હતા એક દિવસ બને જણ જલક્રીડા કરવા ગયા. દેવયાની પાણીમાથી પહેલી બહાર આવી અને તેણે ભ્રમમા શર્મિષ્ઠાના વસ્ત્રો પહેરી લીધા આમાથી બને વચ્ચે ઝઘડો થયો અને શર્મિષ્ઠાએ દેવયાનીને એક કાવા કૂવામા હડસેલી મૂકી થોડી વારમા, શિકારે નીકળેલો રાજા યયાતિ પાણીની શોધમા ત્યા આવી ચડયો અને તેણે તેને બહાર કાઢી દેવયાનીએ ઘેર જઈને બધી વાત પોતાના પિતાને કહી સભળાવી એટલે તેઓ રોષે ભરાઈ વૃષપર્વાનુ રાજ્ય છોડી જવા તૈયાર થયા ત્યારે રાજાએ શર્મિષ્ઠાને દેવયાનીની દાસી તરીકે રાખવાનુ કબૂલ કરી મહા મહેનતે તેમને મનાવીને રાખ્યા એ પછી દેવયાની રાજા યયાતિને પરણી અને પોતાની દાસી શર્મિષ્ઠાને લઈને સાસરે ગઈ. ત્યા શર્મિષ્ઠાના રૂપગુણથી મુગ્ધ થઈ યયાતિએ તેની સાથે ગુપ્ત લગ્ન કર્યા. અને એનો જ સૌથી નાનો પુત્ર રાજાનો ઉત્તરાધિકારી થયો તેથીજ અહી 'મહત્' પ્રયાસથી એકબીજામા ભળતા પ્રવાહનુ સ્મરણ દેવયાનીની વાર્તા સાભળતી વખતે થાય છે

**પૃ. ૧૮ પ્રયાગ-રાજ :** [ પ્ર (સારી રીતે) + યજ્ (પૂજા કરવી) + અ (અધિકરણ) = જ્યા ઉત્તમરૂપે પૂજા થઈ છે એવુ સ્થાન ] યાગ = યજ્ઞ યજ્ઞ કરવાને સારુ પવિત્રતમ સ્થાન, ગગા, યમુના અને સરસ્વતીનુ સગમસ્થાન, અલાહાબાદ.

**સરયૂ :** કલાસ પર્વત ઉપર આવેલા માનસ સરમાથી નીકળતી નદી સર (સરોવર)માથી નીકળી એટલે સરયૂ કહેવાઈ. અયોધ્યા એના કાઠા ઉપર આવેલુ છે. એને જ ઘોઘ્રા કહે છે.

**ચંબલ :** જુઓ પૃ. ૧૬૧

**રતિદેવ :** જુઓ પૃ ૧૬૧

**શોણભદ્ર :** જુઓ પૃ ૧૫૭

**ગજ-ગ્રાહ :** જુઓ પૃ. ૧૫૮

**પાટલિપુત્ર :** બિહારમા આવેલુ આજનુ પટણા એને જ કુસુમપુર પણ કહેતા ચદ્રગુપ્ત મૌર્ય, અશોક આદિ સમ્રાટોની રાજધાની ગુરુ ગોવિદસિહના જન્મસ્થાનનો ગુરુદ્વારા અહી જ છે.

**મગધ સામ્રાજ્ય :** સમુદ્રગુપ્તના સમયમા એનો વિસ્તાર ઠેઠ સિધુથી કાવેરી સુધીનો હતો

**'દાક્ષિણ્ય' :** સસ્કૃતમા દક્ષિણ શબ્દના દક્ષિણ અને વિનયી એમ બંને અર્થ થાય છે. લેખકે અહી એનો લાભ લઈને બે વસ્તુ સૂચવી છે. અહીથી એ બને નદીઓ દક્ષિણ દિશામા વહેવા માંડે છે એવુ વર્ણન એમણે દાક્ષિણ્ય

કેળવ્યુ એ રીતે કર્યું છે એટલે કે એમણે વિનય કેળવ્યો એમ પણ અર્થ થાય અને દક્ષિણ તરફ વળણ લીધુ એમ પણ અર્થ થાય વિનયના અર્થમા દાક્ષિણ્યનુ લક્ષણ આ પ્રમાણે આપેલુ છે

दाक्षिण्य चेष्टया वाचा परचित्तानुवर्तनम् ।

(કેવળ સદ્ભાવને લીધે, વાણીથી અને વર્તનથી પારકાની વૃત્તિને અનુકૂલ થઈ રીઝવવુ તે દાક્ષિણ્ય)

**પા. ૧૯ સગરપુત્રો :** સૂર્યવંશી રાજા બાહુ શત્રુઓથી હારીને રાજપાટ છોડીને હિમાલયના જગલમા ભાગી ગયો અને ત્યા જ તેનુ અવસાન થયુ એ વખતે તેની એક રાણી યાદવી સગર્ભા હતી તેની શોક્યે તેના ગર્ભનો નાશ કરવા તેને ખોરાકમા ઝેર આપ્યુ પણ તેનાથી ગર્ભનાશ થયો નહી અને તેને પુત્ર જન્મ્યો એ 'ગર' કહેતા વિષ સાથે જન્મ્યો તેથી તેનુ નામ સગર પડ્યુ સગરે મોટા થઈને પિતાનુ રાજ્ય પાછુ મેળવ્યુ તેની શૈબ્યા નામની એક રાણીએ અસમંજસ નામના એક પુત્રને અને એક પુત્રીને જન્મ આપ્યો અને વૈદર્ભી નામની બીજી રાણીએ એક માંસપિંડને જન્મ આપ્યો તેમાથી સાઠ હજાર પુત્રો થયા સગરે ૯૯ યજ્ઞો કર્યા પછી જ્યારે સોમો યજ્ઞ શરૂ કર્યો અને તેના ઘોડાને છૂટો મૂક્યા ત્યારે ઇન્દ્ર તે ઘોડાને ચોરી જઈને પાતાળમા કપિલ મુનિના આશ્રમમા બાધી આવ્યો સગરના સાઠ હજાર પુત્રોએ ઘોડાની શોધમા પૃથ્વી ખોદી નાખી અને તેમા પાણી ભરાતા તે સ્થાન સગરના નામ ઉપરથી સાગર નામે ઓળખાવા લાગ્યુ ભારે જહેમતને અંતે તેઓ પાતાળમા પહોચ્યા અને ત્યા કપિલ મુનિના આશ્રમમા તે ઘોડાને જોઈને તે મુનિને જ ચોર માની તેઓએ તેમનુ ભારે અપમાન કર્યુ મુનિએ તેઓને શાપથી બાળીને ભસ્મ કરી નાખ્યા ત્યાર પછી અસમંજસનો પુત્ર અંશુમાન મુનિને રીઝવીને ઘોડો લઈ આવ્યો અને એમ યજ્ઞ પૂરો થયો વળી મુનિએ પ્રસન્ન થઈને તેને પોતાના સાઠ હજાર વડીલોના ઉદ્ધારનો માર્ગ પણ બતાવ્યો કે જો કોઈ સ્વર્ગમા વહેતી ગંગાને પૃથ્વી પર ઉતારે અને તેના જળનો એઓને સ્પર્શ કરાવે તો એઓનો ઉદ્ધાર થાય એટલે અંશુમાને પોતાનુ બાકીનુ આયુષ્ય તપશ્ચર્યામા ગાળ્યુ એના પુત્ર દિલીપ પણ તે તપશ્ચર્યા ચાલુ રાખી અને અંતે તેના પુત્ર ભગીરથે ભારે તપશ્ચર્યા કરી ગંગાને પૃથ્વી ઉપર ઉતારી અને તેનો પ્રવાહ પોતાના સાઠ હજાર પૂર્વજોની ભસ્મ ઉપર થઈને ચલાવીને તેઓનો ઉદ્ધાર કર્યો અહી એનો ઉલ્લેખ છે ભગીરથે ઉતારી માટે ગંગા ભાગીરથી કહેવાઈ

[આમ ભગીરથને નહેર લાવવામા નિષ્ણાત ગણીને તે ઉપરથી Irrigation માટે લેખકે ભગીરથવિદ્યા એ સુંદર પારિભાષિક શબ્દ પ્રચલિત કર્યો છે]

## ૬ યમુના રાણી

**પૃ ૨૦ ભવ્યતાની ભવ્યતા ઓછી કરવી:** ભવ્યતાના ગજ ખરી अतिपरिचयाद् अवज्ञा એ ન્યાયે તેનુ મહત્ત્વ ઓછુ કરવુ

**ઊર્જસ્વિતા:** ભવ્યતા

**ગગનચુંબી** અને **ગગનભેદી** વચ્ચેનો ભેદ લક્ષમા લો

**અસિત ઋષિ** વ્યાસના એક શિષ્ય જુઓ 'હિમાલયનો પ્રવાસ' પ્ર ૩૩નો અંત ભાગ असित = કૃષ્ણ

**દેવાધિદેવ:** મહાદેવ સ્વર્ગમાથી ઊતરતી ગગાને મહાદેવે પોતાના માથા ઉપર ઝીલી લીધી હતી

**પૃ ૨૧ કાવ્યહૃદયી એક ઋષિ:** લેખકે એનુ નામ પાડ્યુ છે—'યામુન ઋષિ' જુઓ 'હિમાલયનો પ્રવાસ', પ્ર ૩૧

**અંતર્વેદી.** જૂના કાળમા ગગા જમના વચ્ચેના પ્રદેશને અતર્વેદી કહેતા તે ઉપરથી હવે કોઈ પણ બે નદી વચ્ચેના પ્રદેશને અતર્વેદી (દોઆબ) કહે છે

**શ્રીનગર** કાશ્મીરનુ શ્રીનગર નહી આ કેદારને રસ્તે આવેલુ છે અને સિદ્ધપીઠ કહેવાય છે અહીં કરેલ સાધના એળે જતી નથી અને શીઘ્રફલદાયી હોય છે જુઓ 'હિમાલયનો પ્રવાસ', પ્ર ૨૬ અને 'જીવતા તહેવારો મા શકરાચાર્ય વિષેનુ પ્રકરણ

**બ્રહ્માવર્ત.** કુરુક્ષેત્રની પાસેનો દૃષદ્વતી અને સરસ્વતી નદી વચ્ચેનો પ્રદેશ હાલ બ્રહ્માવર્તને બિઠૂર કહે છે

**હત્યારા:** કારણ, ત્યા અનેક ભીષણ યુદ્ધો ખેલાયા છે

**પૃ ૨૨ સચિવવાણી:** સચિવ = મિત્ર અથવા મત્રી અહીં બને અર્થ લઈ શકાય મિત્રતાભરી સલાહ અને સમાધાનની વાતો—વિષ્ટિ કૌરવ પાડવ વચ્ચે સમાધાન થાય તે માટે શ્રીકૃષ્ણ ભગવાને વિષ્ટિ કરેલી એ હસ્તિનાપુરમા જ

**રોમહર્ષણ:** રૂવાડા ઊભા કરે એવી सं२० संवादम् इमम् अश्रौषम् अद्भुत रोमहर्षणम् । ગીતા, ૧૮–૭૪

**યમરાજની બહેનનુ વીરાપણું:** યમ અને યમુના અથવા યમી તથા અશ્વિનીકુમારો સૂર્ય અને તેની પત્ની સજ્ઞાના સતાન ગણાય છે એક વાર સજ્ઞાને પોતાના પિતા વિશ્વકર્માને ઘેર જવાનુ મન થયુ પણ સૂર્યે રજા ન આપી એટલે તે પોતાની માયાના બળથી છાયા નામની સ્ત્રી સરજી તેને સૂર્ય પાસે મૂકીને પિયર ચાલી ગઈ છાયા સજ્ઞાને એટલી બધી મળતી આવતી હતી કે સૂર્યને તો ખબરે ન પડી કે આ સજ્ઞા નથી છાયાએ જ યમને પણ ઉછેર્યો પણ પાછળથી તેનામા સાવકી માનો ભાવ જાગ્યો અને તેણે યમની ઉપેક્ષા

કરવા માડી. આથી એક દિવસ યમ તેને લાત મારવા તૈયાર થતા તેણે યમને શાપ આપ્યો તેથી તેના બને પગે ઘારા પડયા અને જતે દહાડે તેમા કીડા ખદબદવા માડયા યમે બ'ધી વાત સૂર્યને કહી. સૂર્યે તેને એક કૂતરો આપ્યો તે તેના ઘારામાથી પરુ અને કીડા ચાટી જવા લાગ્યો.

એવુ કહેવાય છે કે, દક્ષ પ્રજાપતિની તેર કન્યાઓ સાથે યમે લગ્ન કર્યા હતા અને તેમા તેને શ્રદ્ધાથી સત્ય, મત્રીથી પ્રસાદ, દયાથી અભય, શાતિથી સમ, તુષ્ટિથી હર્ષ, પુષ્ટિથી ગર્વ, ક્રિયાથી યોગ, ઉન્નતિથી દર્પ, બુદ્ધિથી અર્થ, મેધાથી સ્મૃતિ, તિતિક્ષાથી મગલ, લજ્જાથી વિનય અને મૂર્તિથી નર અને નારાયણ નામે સતાનો થયા હતા.

જીવના પાપપુણ્યનો એ ન્યાય કરે છે. તેમા ચિત્રગુપ્ત નામે મત્રી દરેકના પાપપુણ્યના ચોપડા રાખી એને મદદ કરે છે દડ એનુ હથિયાર છે, અને પાડો એનુ વાહન છે.

આખી સૃષ્ટિ પર શાસન ચલાવનાર આના ભાઈની બહેન પણ એવી પ્રતાપી જ હોય એટલે તેના વીરા થવા માટે માણસમા અસાધારણ યોગ્યતા હોવી જોઈએ. ગમે તે માણસ એ સ્થાન ન લઈ શકે.

**પારિજાતના ફૂલ સમી :** સુદર અને સુકોમળ.

**તાજબીબી :** મુમતાજમહાલ નામ ભારેખમ લાગે એટલે આ નાજુક નામ વાપર્યું છે. આગ્રાના લોકોમા 'તાજબીબીનો રોજો' તરીકે જ એ ઇમારત પ્રખ્યાત છે.

**થીજેલાં આંસુઓ :** શુભ્રમૂર્તિ તાજમહાલ. તાજમહાલ ઉપરના લેખમા લેખકે લખ્યુ છે 'આ રોજો નથી, એક રસિક સમ્રાટનુ દુખ અહી થીજી ગયુ છે.' જુઓ 'જીવનનો આનદ' રવીન્દ્રનાથે એને કાળના કપોલ (ગાલ) ઉપરનુ અશ્રુબિદુ કહ્યુ છે'

એ વાત જાણી'તી તે તો ભારતઈશ્વર શા'જહાન
કાલસ્રોતે વહ્યાં જાય જીવન યૌવન ધન માન.
માત્ર તવ અતરવેદના
ચિરતન રહો બની, સમ્રાટની હતી એ સાધના.
રાજશક્તિ વજ્રશી કઠિન,
સંધ્યારક્તરાગસમ તદ્રાતને છોને થતી લીન,
કેવળ એક જ દીર્ઘશ્વાસ,
નિત્ય ઉચ્છ્વસિત થઈ સકરુણ કરો આકાશ,
એ જ તારે મને હતી આશ.
હીરા મુક્તા માણિક્યની ઘટા,
જાણે શૂન્ય દિગતની ઇન્દ્રજાળ, ઇન્દ્રધનુચ્છટા.

મને એ સૌ લુપ્ત થઈ જાય
(માત્ર) રહી જાય
એક બિંદુ અશ્રુ કેરું જલ
કાલના કપોલ પરે શુભ્ર સમુજ્જ્વલ
આ તાજમહલ

'ગીતાંજલિ અને બીજાં કાવ્યો'

પાણી થીજીને એનું સફેદ બરફ થાય છે અથવા ઘી થીજીને ચોખ્ખું થાય છે તેમ સમ્રાટના આંસુ થીજીને એમણે ધોળા આરસપહાણનું રૂપ લીધું છે એવું અહીં સૂચન છે

**ચર્મણ્વતી:** જુઓ આગળ પૃ ૪૦ મું

**સિંધુ:** માળવામાં થઈને વહેતી એ નામની નાની નદી. એનો ઉલ્લેખ મેઘદૂતના ૨૯મા શ્લોકમાં આવે છે

वेणीभुत प्रतनु-सलिला तामतीतस्य सिंधु,
पाण्डु-च्छाया तट-रुह-तरुभ्रंशिभिर् जीर्णपर्णै ।
सौभाग्य ते सुभग विरहावस्थया व्यजयन्ती
कार्श्यं येन त्यजति विधिना स त्वयैवोपपाद्य ॥

મહા કવિ ભવભૂતિના 'માલતીમાધવ'માં ચોથા અંકના છેવટના ભાગમાં મકરંદ માધવને કહે છે તો ઊઠ, પારા અને સિંધુ નદીના સંગમમાં સ્નાન કરીને આપણે નગરમાં જ દાખલ થઈએ तदुत्तिष्ठ पारासिन्धुसम्भेदमवगाह्य नगरीमेव प्रविशाव ।

કાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર' નાટકના પાંચમા અંકના ૧૪મા અને ૧૫મા શ્લોક વચ્ચે એક પત્ર આવે છે તેમાં આ નદીનો ઉલ્લેખ છે योऽसौ राजसूययज्ञदीक्षितेन मया राजपुत्रशतपरिवृत्त वसुमित्र गोप्तारम् आदिश्य संवत्सरोपावर्तनीयो निरर्गलस्तुरगो विसृष्ट स सिन्धोर्दक्षिणरोधसि चरन्नश्वानीकेन यवनानां प्रार्थित ।

[રાજસૂયયજ્ઞની દીક્ષા લીધેલા મે સો રાજપુત્રોથી વીંટાયેલા વસુમિત્રને રક્ષણ કરવાનો આદેશ આપીને એક વર્ષમાં પાછો લાવવાનું કહીને જે ઘોડો છૂટો મૂક્યો હતો તે સિંધુને દક્ષિણ તીરે ફરતો હતો ત્યાં યવનોના અશ્વદળે તેની ઇચ્છા કરી (તેને રોક્યો)]

**મોઢામાં સાકર નાખી:** કાલ્પીમાં સાકરના કારખાના આવેલા છે તેનું સૂચન

**અક્ષયવટ:** પ્રયાગ, ભુવનેશ્વર, ગયા વગેરે તીર્થસ્થાનોમાં રોપવામાં આવેલા વડ એ વડની પૂજા કરવાથી, તેને પાણી પાવાથી અક્ષય્ય પુણ્યની

પ્રાપ્તિ થાય છે એવી માન્યતા છે, એટલે એ અક્ષયવટ કહેવાય છે. જુઓ 'હિમાલયનો પ્રવાસ' પ્ર૦ ૨

**વૃક્ષ અકબર૦:** અકબરે અહીં કિલ્લો બંધાવેલો છે તેનું સૂચન જુઓ 'હિ૦ પ્ર૦' પ્ર ૨.

**અશોકનો શિલાસ્તંભ.** એના ઉપર અશોકનો ધર્મલેખ કોતરેલો છે જુઓ 'હિ૦ પ્ર૦' પ્ર ૨.

**પૃ ૨૩ સરસ્વતી:** વાણી ગુપ્તસ્રોતા સરસ્વતીનું પણ સૂચન ખરું

**કાદંબ:** કલહંસ

**ધવલશીલા:** શુભ્ર શીલ (ચારિત્ર્ય) વાળી મેઘશ્યામ સામે તુલનામાં મૂકવા આ વિશેષણ યોગ્ય છે

**ઇન્દીવરશ્યામ** ઇન્દીવર એટલે નીલકમળ તેના જેવી શ્યામ

ઇન્દીવરશ્યામ અને ગૌર વર્ણના સંગમમાથી અન્યોન્ય શોભાને લીધે સૌંદર્ય ઉત્પન્ન થાય છે એ સંસ્કૃત કવિઓની જૂની કલ્પના છે. સર૦

जिन्दीवरश्यामतनुर् नृपोऽसौ त्वं रोचना-गौरशरीरयष्टि ।
अन्योन्यशोभा-परिवृद्धये वां योगस् तडित्तोयदयोर् जिवास्तु ॥
रघुवंश-६-६५

**સુધાધવલ:** સુધા એટલે અમૃત અમૃત જેવા જળવાળી વળી અમૃતનો રંગ સફેદ માનેલો છે એટલે સફેદ જળવાળી એવો અર્થ પણ ખરો ઉપરાંત સુધાનો અર્થ ચૂનો અથવા છો પણ થાય છે અને તે સફેદ હોય છે એ રીતે પણ સફેદ જળવાળી એવો અર્થ થાય છે સર૦ સુધાધવલ

**જાહ્નવી:** ગંગા સગરપુત્રોના ઉદ્ધાર માટે ભગીરથ ગંગાને લઈને જતો હતો ત્યારે માર્ગમાં જહ્નુ નામના એક રાજર્ષિની યજ્ઞ સામગ્રી તેમાં તણાઈ ગઈ આથી રોષે ભરાઈ તેઓ પોતાના તપોબળથી ગંગાને પી ગયા પણ ભગીરથે તેમની ખૂબ સ્તુતિ કરી ત્યારે તેમણે પોતાના કાનમાથી (કેટલાકના મત પ્રમાણે જાંઘમાથી) ગંગાને બહાર કાઢી આપી આથી ગંગાનું નામ જહ્નુ ઋષિના નામ ઉપરથી જાહ્નવી પડ્યું

**પરિરંભ:** આલિંગન

## ૭ મૂળ ત્રિવેણી

**પૃ ૨૪ પ્રક્ષેપાક:** એ નામની વિશાળ શિલા જેના ઉપર બેસીને શ્રાદ્ધ કરવામાં આવે છે જુઓ, 'હિમાલયનો પ્રવાસ', પ્ર ૪૨-૩

**હરિના ચરણ:** હરિકી પાયરીનું સૂચન

## ૮. જીવનતીર્થ હરદ્વાર

**પૃ. ૨૫. ત્રિપથગા:** ત્રણ માર્ગે જનારી, સ્વર્ગગામિની મંદાકિની, મર્ત્યવાહિની ગંગા અને પાતાળગામિની ભોગવતી.

**પૃ. ૨૬ પ્રશમ-કારી:** શાંતિકારક પ્રશમનો અર્થ નિર્વાણ અને વૈરાગ્ય પણ થાય છે

**પૃ. ૨૭ મહોલ્લો:** શીખ ગુરુઓના ભજનોને અંતે નાનકનું જ નામ આવે છે એટલે કયું ભજન કયા ગુરુએ રચ્યું છે એ નામ ઉપરથી જાણી શકાતું નથી. ગ્રંથસાહેબનો જ્યારે સંગ્રહ થયો ત્યારે એ બધા ભજનો ગુરુના ક્રમ પ્રમાણે અલગ પાડવામાં આવ્યા અને દરેક ગુરુના ભજનોનો મહોલ્લો અલગ ગણાયો. એ મહોલ્લા ઉપરથી કયું ભજન કોનું છે તે જાણી શકાય છે

**આસાદિવાર:** આસાવરી રાગ.

**મુક્તિફોજ:** સાલ્વેશન આર્મી. એ લશ્કરી ઢબે સંગઠિત થયેલી ખ્રિસ્તી સંસ્થા છે. એના સભ્યો ભગવા પહેરે છે.

**પ્રચારે:** પ્રચાર કરે. નામ ઉપરથી લેખકે નવું ક્રિયાપદ બનાવી લીધું છે.

**પૃ. ૨૮ દીપદાનનું** આને જ મળતું કાવ્યમય વર્ણન લેખકે 'હિમાલયનો પ્રવાસ,' એ પુસ્તકના 'ગંગાદ્વાર' નામે પ્રકરણમાં કરેલું છે, તે જોવું. વળી 'દ્વિરેફની વાતો' ભાગ ૧ લામાં 'જમનાનું પૂર' નામે વાર્તા જોવી.

**વાજિનીવતી ઉષા:** ઋગ્વેદમાં ઉષાના સૂક્તમાં એને વાજિનીવતી કહેલી છે. ત્યાં એનો અર્થ બળવતી અથવા સમૃદ્ધિશાળી એવો થાય છે.

> उषस् तत् चित्रतमा भर अस्मभ्य वाजिनीवती ।
> येन तोक च तनय च धामहे ॥

[હે બળવતી અથવા સમૃદ્ધિશાળી ઉષા, તું અમને સુંદર (બળ અથવા સંપત્તિ) આપ, જેના વડે અમે પુત્ર અને પ્રપૌત્રને ધારણ કરીએ.]

મં. ૧, સૂ. ૯૨-૧૩

વાજનો અર્થ બળ, વીર્ય, વેગ એવો થાય છે તે ઉપરથી વાજિન્ એટલે બળવાન, વીર્યવાન, વેગવાન, અને પછી એ ગુણો ધરાવતો હોઈ યુદ્ધના રથનો ઘોડો એવો અર્થ થાય છે. એનું જ નારી જાતિનું રૂપ તે વાજિની=ઘોડી તે ઉપરથી વાજિનીવત્ એટલે વેગવતી ઘોડીનો હાંકનાર અથવા માલિક એવો અર્થ થાય. અને એનું નારીજાતિનું રૂપ વાજિનીવતી થાય. એ વિશેષણ જ્યારે સિંધુ કે સરસ્વતીને લગાડવામાં આવે ત્યારે બળવાન, વેગવાન ઘોડાઘોડીઓથી સમૃદ્ધ એવો અર્થ થાય છે,

બળ, વીર્ય સમૃદ્ધિનુ મૂળ છે એટલે સમૃદ્ધિનો અર્થ પણ એમા આવ્યો લાગે છે અને ધાન્ય એ પણ એક પ્રકારની સમૃદ્ધિ છે એટલે તેનો અર્થ પણ એમા સમાયો છે કોઈ વાર વાજિનીવતીનો અર્થ 'અન્નવાળી' એવો પણ થાય છે

स्वश्वा सिन्धु सुरथा सुवासा हिरण्ययी सुकृता वाजिनीवत्ती ।
ऊर्णावती युवति सीलमावत्युताधि वस्ते सुभगा मधुवृधम् ॥
म १० सू ८२-८

[સારા અશ્વોવાળી સિંધુ સારા રથોવાળી, સારા વસ્ત્રોવાળી, હિરણ્યવાળી, સુઘટિત, અન્નવાળી, ઊનવાળી, રાણવાળી, યુવતી અને સુભગા વળી મધુવૃધને (મધ વધારનાર છોડને) ધારણ કરે છે]

કઠોપનિષદમા વાજશ્રવસ્નો ઉલ્લેખ આવે છે ત્યા वाज=અન્ન તેના દાન વગેરેને કારણે જેનો श्रवस्=યશ છે એવો

वाजीकर ઔષધ એટલે શક્તિવર્ધક દવા वाजीकरण પ્રયોગ એટલે શક્તિ વધારવાનો પ્રયોગ એ શબ્દો પણ આની સાથે સકળાયેલા છે

૯ દક્ષિણગગા ગોદાવરી

**પૃ. ૨૯ ભૂપાળીઓ :** પ્રભાતમા આપણે ત્યા જેમ પ્રભાતિયા તેમ મહારાષ્ટ્રમા ભૂપાળીઓ ગવાય છે

ઉઠોનિત્ય૦ પ્રભાતમા ઊઠીને મોઢેથી ચદ્રમૌલી શિવનુ નામ લો શ્રી બિંદુમાધવ પાસે ગગામા સ્નાન કરો ગોદાવરીમા સ્નાન કરો .. કૃષ્ણા, વેણ્યા, તુગભદ્રા, સરયૂ, કાલિન્દી, નર્મદા, ભીમા, ભામા એ બધી નદીઓમા ગોદાવરી મુખ્ય છે એ ગગામા સ્નાન કરો

**રામચદ્રના અત્યંત સુખના દિવસો** સીતા અને લક્ષ્મણ સાથેના વનવાસના

**જીવનનો દારુણ આઘાત :** સીતાના હરણનો

**પૃ ૩૦ વાલ્મીકિની એક૦** ક્રૌચવધ જેવા એક નાનકડા પ્રસગમાથી જન્મેલી કરુણાની લાગણીમાથી જેમ રામાયણ જેવુ મહાકાવ્ય જન્મ્યુ છે તેમ

**અંતર્ભાવ:** સમાસ

**પૃ ૩૨ મહાવીર, દુ:ખમૂર્તિ :** એ વિશેષણોની યોગ્યતા લક્ષમા લો સરખાવો दुःखसंवेदनायैव रामे चैतन्यमाहितम् । —ઉત્તરરામચરિતમાથી

**કષાય :** તૂરા

**કલ્પાંતિક :** કલ્પ = બ્રહ્માનો એક દિવસ = ૧૦૦૦ યુગ = ૪૩૨૦ લાખ માનવી વર્ષો સૃષ્ટિનુ આવરદા એટલુ ગણાય છે સૃષ્ટિના અત સુધી ટકે એવુ તે કલ્પાંતિક [કલ્પ+અત+ઇક]

**સાર્વભૌમ :** સર્વ સ્થળે વ્યાપેલુ

**જનસ્થાન :** દંડકારણ્યનો એક ભાગ, જ્યા ગોદાવરી તીરે રામ રહ્યા હતા ત્યા રાક્ષસોનો ઉપદ્રવ ઓછો હતો એટલે માણસો વસી શકતા હતા આથી તેનુ નામ જનસ્થાન પડ્યુ હતુ

**જટાયુ :** અરુણનો પુત્ર, સપાતિનો નાનો ભાઈ, દશરથનો પરમ મિત્ર રાવણ જ્યારે સીતાને હરી જતો હતો ત્યારે સીતાના મુખના 'રામ રામ' એવા પોકાર સાભળી એણે તેને છોડાવવા ભારે પ્રયત્ન કર્યો હતો પણ એ મરણતોલ ઘવાઈને પડ્યો અને રાવણ સીતાને લઈને ચાલ્યો ગયો જ્યારે રામ સીતાની શોધમા ફરતા ફરતા ત્યા આવ્યા ત્યારે જટાયુએ એમને સમાચાર આપ્યા કે સીતાને રાવણ હરી ગયો છે અને પછી પ્રાણ છોડ્યા

**સીતા માતાની કાતર તનુયષ્ટિ :** સરખાવો —

अस्मिन्नेव लतागृहे त्वमभवस्तन्मार्गदत्तेक्षण
सा हंसैः कृतकौतुका चिरमभूद्गोदावरीसैकते ।
आयान्त्या परिदुर्मनायितमिव त्वां वीक्ष्य बद्धस्तया
कातर्यादरविन्दकुड्मलनिभो मुग्धः प्रणामाञ्जलिः ॥

દૃષ્ટિ આ જ લતાગૃહે રહી તમે માંડેલી એને પથે,
એ હંસો તણુ જોતી કૌતુક રહી ગોદાવરી-રેતમા
જોઈને તમને ઊંચે મન થયા જેવા, રચી આવતા
એણે બીકથી કંપી પદ્મકળીશી મુગ્ધ પ્રણામાજલિ

ઉત્તરરામચરિત, ૩-૩૭

**હનુમાનને તો૦** કારણ તેઓ આજીવન બાળબ્રહ્મચારી હતા

**પૃ. ૩૨ પાડા પાસે વેદ બોલાવનાર :** જ્ઞાનેશ્વરના પિતા વિઠ્ઠલપત મૂળથી જ વૈરાગ્યપરાયણ વૃત્તિના હતા તરુણ વયમા તીર્થયાત્રા કરતા કરતા તેઓ એક વાર આળદી પહોચ્યા અને ત્યાના એક બ્રાહ્મણે તેમની યોગ્યતા જોઈ પોતાની પુત્રી તેમને પરણાવી પણ લગ્નથી તેમની વૈરાગ્યવૃત્તિ દબાઈ નહી અને 'ગગાસ્નાન કરવા જાઉ છુ' કહીને તેઓ ઘેરથી નીકળ્યા તે કાશી જઈને રામાનદ સ્વામી પાસે, 'મારે સ્ત્રીપુત્રાદિ જજાળ નથી' એમ કહીને સન્યાસ લીધો ત્યારે જપ્યા ત્યાર પછી બન્યુ એવુ કે એ રામાનદ સ્વામી રામેશ્વરની યાત્રાએ જતા માર્ગમા આળદીમા ઊતર્યા ત્યા વિઠ્ઠલપતના પત્ની, પતિએ સન્યાસ લીધાની વાત જાણી, વ્રતોપાસનામા જીવન ગાળતા હતા તે આ સન્યાસીને પગે લાગવા આવ્યા અને સન્યાસીએ તેમને पुत्रवती भव। એવો આશીર્વાદ આપ્યો એ સાભળીને બાઈ હસી, ત્યારે સન્યાસીએ કારણ પૂછતા તેણે પોતાની હકીકત કહી સભળાવી રામાનદ સ્વામી આળદીથી જ પાછા ફર્યા અને તેમણે વિઠ્ઠલપતને ધમકાવી પાછા સસારમા

મોકલી આપ્યા એ દંપતીને ચાર સંતાન થયા નિવૃત્તિનાથ જ્ઞાનદેવ સોપાનદેવ અને મુક્તાબાઈ પણ સંન્યાસ લીધેલા પુરુષને ફરી સંસારી થવાની શાસ્ત્રમા અનુજ્ઞા નથી એટલે આ કુટુંબની સમાજમા ભારે પજવણી થવા માંડી એમના બાળકોને કોઈ જનોઈ દેવા તૈયાર નહોતુ છેવટે વિઠ્ઠલપંત પૈઠણ ગયા અને ત્યાંના બ્રાહ્મણોને પગે લાગીને કહ્યુ કે ગમે તે પ્રાયશ્ચિત્ત બતાવો પણ મને શુદ્ધ કરો અને મારા બાળકોને ઉપવીત સંસ્કાર કરવાની રજા આપો પણ શાસ્ત્રમા કશો આધાર મળ્યો નહી એટલે બ્રાહ્મણોએ કહ્યુ કે તમારુ પાપ એવુ મોટુ છે કે તમારે દેહત્યાગ કરવો જોઈએ અને તમારા બાળકોને તો ઉપવીત ન જ અપાય વિઠ્ઠલપંત અને તેમના પત્નીએ પ્રયાગ જઈ ગંગામા જળસમાધિ લીધી

આ પછી આ ચારે બાળકોએ આળંદીના બ્રાહ્મણો આગળ માગણી કરી કે અમો બ્રાહ્મણના બાળ છીએ અને અમને ઉપવીત સંસ્કાર થવો જોઈએ પણ તેમણે જવાબ આપ્યો કે પૈઠણના બ્રાહ્મણો પાસેથી શુદ્ધિપત્ર લઈ આવો

આથી આ ચારે બાળકો પૈઠણ ગયા ત્યાંના બ્રાહ્મણો પાસે પોતાને સમાજમા લેવાની માગણી રજૂ કરી પણ બ્રાહ્મણોએ કહ્યુ સંન્યાસીના બાળકોને ઉપવીતનો અધિકાર કોઈ પણ શાસ્ત્રમા આપવા નથી એને માટે કોઈ પ્રાયશ્ચિત્ત પણ બતાવેલુ નથી એટલે તમારે સર્વત્ર ઈશ્વરભાવ રાખી જિતેંદ્રિય બનીને રહેવુ, લગ્ન કરવા નહી અને સદા હરિભજનમા મગ્ન રહેવુ

નિર્ણય આપવા મળેલી સભા વિખેરાવામા હતી એવામા કોઈકે આ ચાર બાળકોને તેમના નામના અર્થ પૂછ્યા નિવૃત્તિનાથે કહ્યુ મારુ નામ નિવૃત્તિ છે હુ કદી પ્રવૃત્તિ માર્ગમા પડતો નથી જ્ઞાનદેવે કહ્યુ હુ જ્ઞાનદેવ સકળ આગમોનો જાણકાર છું સોપાનદેવે કહ્યુ હુ ભક્તોને ઈશ્વરનુ ભજન કરાવી વૈકુંઠ મેળવી આપનાર સોપાન કહેતાં સીડી છુ મુક્તાબાઈએ કહ્યુ વિશ્વની લીલા બતાવવા પ્રગટેલી ઈશ્વરની લીલારૂપી મુક્તિ છુ

આ સાંભળીને પેલાએ કહ્યુ નામ તો ગમે તેવા પાડે છે પખાલ વહી જનારા પેલા પાડાનુ નામ પણ જ્ઞાનદેવ છે

તરત જ જ્ઞાનેશ્વર બોલી ઊઠયા ખરી વાત એ પાડામા ને આપણામા કશો ભેદ નથી એનામા પણ મારો જ આત્મા રહેલો છે

અને બન્યુ એવુ કે કોઈકે તે પાડાને ત્યાં સપાટા લગાવ્યા અને તે જ ક્ષણે જ્ઞાનેશ્વરની પીઠ ઉપર સોળ ઊઠયા

ચારે બાળકો બ્રાહ્મણોને નમસ્કાર કરી પોતાને ગામ જવા માટે ગોદાવરી તીરે જઈને બેઠા હતા ત્યાં કેટલાક જુવાનિયાઓ ભેગા થયા હતા તેમણે મશ્કરી કરવા માટે કહ્યુ કે તમારે જો શુદ્ધિપત્ર જોઈતુ હોય તો આ પાડાને મોઢે વેદ બોલાવો તરત જ જ્ઞાનેશ્વર જઈને તે પાડા પાસે ઊભા રહ્યા અને પાડાનો હાથ

તેના માથા ઉપર મૂકી પેલા બ્રાહ્મણોને ઉદ્દેશીને બોલ્યા, "તમે તો ભૂદેવ છો. તમારું વચન નિષ્ફળ જાય જ નહીં. જુઓ આ પાડો વેદ બોલે છે." અને સાચે જ પાડો તડતડ વેદની ઋચાઓ બોલવા લાગ્યો

**દશગ્રંથી :** ઋગ્, યજુર્ સામ અને અથર્વ એ ચાર વેદો અને શિક્ષા (સ્વરોચ્ચાર સબંધી) છંદ, વ્યાકરણ નિરુક્ત (વ્યુત્પત્તિ અને અર્થ સબંધી), જ્યોતિષ અને કલ્પ (સૂત્રો) એ છ વેદાંગ, એમ દશ ગ્રંથોને જાણનાર.

**વ્યવસ્થાપત્રો :** નિર્ણયપત્રો, ચુકાદા

**શંકરાચાર્યની થયેલી પજવણી :** શંકરાચાર્યના માતા તેમને સંન્યાસ લેવાની રજા આપતા નહોતા એક વાર શંકરાચાર્ય નાહવા પડ્યા, ત્યાં મગરે તેમનો પગ પકડ્યો. તેમણે માતાને બૂમ પાડીને કહ્યું કે તમે મને હવે સંન્યાસ લેવાની રજા આપો. માતાએ સંન્યાસ લેવાની રજા આપી એટલામાં શંકરાચાર્ય મગરના જડબામાંથી છૂટ્યા તે પૂરેપૂરા માતૃભક્ત હતા પણ સંન્યાસધર્મ પ્રમાણે તેઓ માતા પાસે રહી શકે એમ નહોતું. આથી માતાને છોડીને જતી વખતે તેમણે 'સંકટમાં હોય ને મને બોલાવીશ તો હું દોડતો આવીશ' એવું માતાને વચન આપીને તેની રજા લીધી ઘણા દિવસ પછી માતા માંદી પડી અને પુત્રને મળવામાં તેનો જીવ ભરાયો વચન આપ્યા પ્રમાણે શંકરાચાર્ય આવ્યા, અને માતાનું અવસાન થયું ત્યાં સુધી તેમણે તેની સેવા કરી માતાએ સુખે પ્રાણ છોડ્યા

પણ હવે જ ખરી પંચાત ઊભી થઈ. શબને સ્મશાને લઈ જવાને ગામના બ્રાહ્મણો તૈયાર નહોતા, અને પોતાના સ્મશાનમાં એ શબને બાળવાની પરવાનગી પણ આપતા નહોતા લાકડાં પણ કોઈ આપે નહીં. સંન્યાસ લીધા પછી જે માણસ પોતાની પૂર્વાશ્રમની માતાને મળવા આવે તેનું એ કાર્ય શાસ્ત્રવિરુદ્ધ ગણાય, તેનો બહિષ્કાર જ કરવો જોઈએ, એવું બ્રાહ્મણોએ નક્કી કર્યું. ત્યારે શંકરાચાર્યે પોતાની માતાના દેહના ચાર ટુકડા કર્યા, કેળના થડ કાપી આણ્યા, અને તેના ઉપર તે ટુકડા મૂકી પોતાની માતાના ઘરના આંગણામાં જ તેમણે યોગાગ્નિ પેટાવ્યો અને એ રીતે પોતાના તપસ્તેજથી તેની સદ્ગતિ કરી

શંકરાચાર્યનું ગામ જે રાજાના રાજ્યમાં હતું તે રાજા તેમનો શિષ્ય હતો. પોતાના પૂજ્ય ગુરુ ઉપર ગુજરેલા આ જુલમની ખબર તેને મળતાં જ તેણે પોતાના રાજ્યમાંના નાગુદ્રી બ્રાહ્મણોને એવી સજા ફટકારી કે, તેમણે પોતાના ઘરના માણસોનાં શબ સ્મશાનમાં ન લઈ જતાં પોતાના ઘરના આંગણામાં ચાર ટુકડા કરીને બાળવાં, અને આ સજાનો તેણે કડકપણે અમલ કરવાનું ઠરાવ્યું બ્રાહ્મણો થથરી ગયા તેમણે રાજાની માફી માગી ત્યારે તેણે શબના ટુકડા

કરવાને બદલે શબ ઉપર ચાર લીંગ કરવા એવી આજ્ઞા આપી અને શબને સ્મશાનમાં લઈ જવાની પરવાનગી આપી

**અષ્ટવક્ર :** આઠે અંગે વાંકો — ખૂબ વાંકવાળી

**પૃ ૩૩ જીવનવિતરણ :** જીવન = પાણી, વિતરણ = વહેંચવું તે અહીંથી એણે પાણી વહેંચવા માંડ્યું

**યાનાન :** ઉત્તર સરકારને દરિયાકાંઠે ગોદાવરીના મુખ આગળ આવેલું ફ્રેંચ સંસ્થાન ફ્રેંચ કંપનીએ ૧૭૫૦માં એનો કબજો લીધો હતો અને જે વર્ષ પછી ફ્રેંચ સરકારને સોંપી દીધું હતું હવે એ સ્વતંત્ર ભારતમાં ભળી ગયું છે.

**પૃ ૩૪ ચંચળ કમળો વચ્ચે :** કમળોને ગતિમાન કરી દૃશ્યની શોભા વધારવા માટે

**ભવભૂતિનું સ્મરણ :** ભવભૂતિએ 'ઉત્તરરામચરિત'માં ગોદાવરીના વિવિધ સૌંદર્યનું વર્ણન કરેલું છે માટે અહીં કેટલાક શ્લોકો ઉતાર્યા છે

> जेतानि तानि गिरि निर्झरिणी-तटेषु
> वैखानसाश्रित-तरूणि तपोवनानि ।
> येष्वातिथेयपरमा शमिनो भजन्ते
> नीवार मुष्टि पचना गृहिणो गृहाणि ॥

> આ તે જ તીર ગિરિનિર્ઝરિણીતણાં, જ્યાં
> વૃક્ષો તળે મુનિનિવાસ તપોવનોમાં,
> આતિથ્યસેવી જટી મૂઠી પકાવી સામો
> રોપી રહ્યા શમભર્યાં ગૃહને ગૃહસ્થો

ઉ૦ રા૦ ૧-૨૫

> स्निग्ध श्यामा क्वचिद् अपरतो भीषणा भोग रूक्षा
> स्थाने स्थाने मुखर-ककुभा झाङ्कृतैर्निर्झराणाम् ।
> एते तीर्थाश्रम गिरि-सरिद्-गर्त-कान्तार मिश्रा
> सदृदयन्ते परिचित भुवो दण्डकारण्य भागा ॥

> સ્નિગ્ધ શ્યામ ક્વચિત, ક્વ બિહામણા રુક્ષ ક્યાંક,
> સ્થાને સ્થાને દિશા મુખર ઝંકારથી નિર્ઝરોના,
> પેલા તીર્થાશ્રમ-ગિરિ-નદી-ખીણ-કાંતાર-વાળા
> આ દેખાતા પરિચિત અહો દંડકારણ્ય ભાગો

ઉ૦ રા૦ ૨-૧૪

इह समदशकुन्ताक्रान्तवानीरमुक्त-
प्रसवसुरभिशीतस्वच्छतोया वहन्ति ।
फलभरपरिणामश्यामजम्बूनिकुञ्ज-
स्खलनमुखरभूरिस्रोतसो निर्झरिण्य ॥
અહીં મદિલ વિહંગોથી નમી નતરોના
ફૂલથી સુરભિવતી, શીત ને સ્વચ્છ વહેતી,
પરિણત ફળઝૂકી શ્યામ જાંબુની કુંજે
રખલતી મુખર મોટા સ્રોતથી નિર્ઝરીઓ

ઉ૦ રા૦ ૨-૨૦

एते त एव गिरयो विरुवन्मयूरास
तान्येव मत्तहरिणानि वनस्थलानि ।
आमञ्जुवञ्जुललतानि च तान्यमूनि
नीरन्ध्रनीपनिचुलानि सरित्तटानि ॥
તે એ જ સૌ ગિરિવરો જહીં મોર ગ્હેકે,
આ એ જ મત્ત હરિણોની વનસ્થલીઓ
જ્યાં મંજુ વંજુલ લતા, સરિતાતટો એ
ગાઢાં કદમ્બનિચુલદ્રુમથી સચેલાં

ઉ૦ રા૦ ૨-૨૩

मेघमालेव यश्चायमारादिव विभाव्यते ।
गिरि प्रस्रवण सोऽयं यत्र गोदावरी नदी ॥
આ પેલો મેઘમાળા શો પાસે જાણે સમીપગા
ગિરિ એ તો પ્રસ્રવણ ને આ ગોદાવરી નદી

ઉ૦ રા૦ ૨-૨૪

यस्यांवासीन्महति शिखरे गृध्रराजस्य वासस
तस्याधस्ताद्वयमपि रतास्तेषु पर्णोटजेषु ।
गोदावर्या पयसि विततश्यामलानोकहश्रीर्
अन्त कूजन्मुखरशकुनो यत्र रम्यो वनान्त ॥
એને ઊંચે શિખર વસતા વાસ ત્યાં ગૃધ્રરાજ,
નીચે પર્ણો તણી કુટિરમાં ત્યાં અમેયે રમેલાં,
ઝૂકી જેના તરુની જળગોદાવરી માંહી શોભા,
કિલ્લોલે જ્યાં ભીતર વિહગો રમ્ય એવો વનાન્ત.

ઉ૦ રા૦ ૨-૨૫

गुञ्जत्कुञ्जकुटीरकौशिकघटाघुत्कारवत्कीचक-
स्तम्बाडम्बरमूकमौकुलिकुलः क्रौञ्चावतोऽयं गिरिः ।
एतस्मिन्प्रचलाकिनां प्रचलतामुद्वेजिताः कूजितैर्
उद्वेल्लन्ति पुराणरोहिणतरुस्कन्धेषु कुम्भीनसाः ॥

કુંડે ગુંજત વાસના ઘુવડના માળાથી ધૂર્ થતા
હતા જ્યાં કરી મૂક કાકકુળને, આ તે જ ક્રૌંચાવત
અદ્રિ, જ્યાં ઘૂમતા મયૂરગણની કેકાથી ઉદ્વિગ્ન થ
સર્પો જીર્ણ થડોથી ચંદનતણા ધ્રૂજત ઝૂલી રહ્યા

ઉ૦ રા૦ ૨-૨૯

एते ते कुहरेषु गद्गदनदद्गोदावरीवारयो
मेघालम्बितमौलिनीलशिखराः क्षोणीभृतो दक्षिणाः ।
अन्योन्यप्रतिघातसङ्कुलचलत्कल्लोलकोलाहलैर्
उत्तालास्त इमे गभीरपयसः पुण्याः सरित्सङ्गमाः ॥

પેલા તે કુહરો ગજાવી વહતી ગોદાવરીથી સુહ્યા
આનત્યે ઘન નીલ શૃંગશિરને એવા નગો દક્ષિણ
અન્યોન્યે અથડાઈ સંકુલ વહે કલ્લોલ કોલાહલે
વેગીલા ત્યાં પુણ્ય વારિગહરા તે આ સરિત્સંગમો

ઉ૦ રા૦ ૨-૩૦

यत्र द्रुमा अपि मृगा अपि बन्धवो मे
यानि प्रियासहचरश्चिरमध्यवात्सम् ।
एतानि तानि बहुकन्दरनिर्झराणि
गोदावरीपरिसरस्य गिरेस्तटानि ॥

જ્યાં તે દ્રુમો વળી મૃગો પણ બંધુ મારા,
ને જ્યાં વસ્યો ચિર પ્રિયાસહચાર્યમાં હું
જ્યાં ગર્જતા કર્કશ કંદરનિર્ઝરો તે
ગોદાવરી નિકટ આ તટ પર્વતોના.

ઉ૦ રા૦ ૩-૮

**વૈદિક પ્રભાત** વેદકાળમાં આર્યો જ્યાં વસતા હતા ત્યાં પ્રભાત ઘણુંમસયિરું થતું હતું માટે આમ લખ્યું છે કે વેદકાળમાં જ ધર્મજ્ઞાનનો ઉદય કાળ ઉદયકાળ હતો તે માટે પણ

**અવતરેલા** : [अव (નીચે) + तृ (જવું) ] નીચે ઊતરેલ।

**પૃ ૩૫ કવિની પ્રતિભાની પેઠે** સર૦ પ્રતિભાની વ્યાખ્યા — प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता = નવા નવા સ્ફુરણવાળી પ્રજ્ઞા (બુદ્ધિ) તે પ્રતિભા

**ચરિત્ર** [चर् (ચાલવું) + त्र (સાધન) = ચાલવાનુ સાધન = પગ] ચાલ, આચરણ (પગલાની છાપ — ચરિત્ર — ની પાછળ પાછળ જનારને એ પગના ખગલા કઈ દિશામા ગયા છે એનું સૂચન કરે છે બીજા અર્થમા સુચ્ચાઈથી ભરેલું આચરણ કરનાર ભગભગતને ખગલા દિશાસૂચન કરે છે)

## ૧૦ વેદોની ધાત્રી તુગભદ્રા

**પૃ ૩૭ द्वन्द्वः सामासिकस्य च** સમાસોમા દ્વન્દ્વ હુ ગીતા ૧૦-૩૩ આ સમાસમા બને પદોનુ મહત્ત્વ સરખુ જ છે એના ઉપર ભાર મૂક્યો છે

## ૧૧ નેલ્લૂરની પિનાકિની

**પૃ ૩૮ નેલ્લૂર** • [नेल्ल = ડાંગર + ऊरु = ગામ] ડાગરનુ ગામ મદ્રાસની ઉત્તરે આવેલુ છે

## ૧૨ જોગનો ધોધ

**પૃ ૪૦ હોન્નાવર** ઉત્તર કાનડા જિલ્લાના પશ્ચિમ સમુદ્ર કિનારે આવેલુ તાલુકા શહેર

**પૃ ૪૨ કારકળ** મગલૂર અને ઉડુપી વચ્ચે આવેલું દક્ષિણ કાનડાનુ એક શહેર અહીં હનુમાનનુ મદિર છે પાસે જ ટેકરી ઉપર બાહુબલીની એક ભવ્ય મૂર્તિ ખડી છે

મનસ્યન્ય૦ મનથી ધારીએ છીએ કઈ અને દૈવ કરે છે કઈ

**ચિર સંચિત૦** સભાવો

બહુદિન વંચિત અતરે સચિત કિ આશા — રવીન્દ્રનાથ

**ગુજરાતમા રેલસકટ** ૧૯૨૭મા આવેલ જુઓ આગળ પૃ ૬૮ની નોધમા

**શ્રી ગગાધરરાવ દેશપાડે** કર્ણાટકના આગેવાન

**પૃ ૪૨ સ્થિતધી૦** સ્થિતપ્રજ્ઞ કેમ બોલે કેમ બેસે કેમ ચાલે?

ગીતા ૨-૫૪

કુલશિખરિણ૦ આખો શ્લોક આ પ્રમાણે છે

विरम विरसायासाद् अस्माद् ~~~~मायतो
विपदि महता धैर्यं ध्वस यद॰ ॠसे ।
अयि जडमत ! कल्पापाये
कुलशिखरिण क्षुद्रा नैते

[પોતાની મર્યાદા ન છોડનાર સાગર અને પોતાને સ્થાને સ્થિર રહેનાર કુલપર્વતો બંને પ્રલયકાળ આવે ત્યારે ચળે જ છે. પણ મહાત્માઓ આવી ક્ષુદ્રતા બતાવતા નથી. તેઓ તો જેમ સંકટ વધારે તેમ વધારે જ અડગ થવાના એમ સમજાવતાં કવિ કહે છે —

હે જડમતે, વિપદ્કાળે મહાત્માઓનો ધૈર્યનાશ થયેલો જોવા તું ઇચ્છતો હોય તો એ ખોટો પ્રયાસ છોડી દે. આ મહાત્માઓ કંઈ તમારા ક્ષુદ્ર કુલપર્વતો નથી તેમ પામર સાગર પણ નથી કે જેઓ પ્રલયકાળ આવતાં પોતાનો સ્વધર્મકર્મનો નિયમ પણ ઉલટાવી દે છે.]

પૃથ્વી પર ગમે તેટલો ઉત્પાત થાય તોપણ પૃથ્વીની સમતુલા સાચવી રાખનારા કુલપર્વતો ખસતા નથી. એટલે કોઈના ધૈર્યને ઉપમા આપવાની હોય ત્યારે કહે છે કે એનું ધૈર્ય તો કુલપર્વત જેવું છે.

એ જ પ્રમાણે નદીઓમાં ગમે તેટલાં પૂર આવે તોપણ એનાં પાણીથી સમુદ્ર અથવા મહાસાગર ઊભરાઈ જતા નથી. મહાસાગરો પોતાની મર્યાદા છોડતા નથી માટે મહાસાગરો પણ કવિઓની સૃષ્ટિમાં ધૈર્ય માટે અને મર્યાદા માટે આદર્શ ઉપમાન થયા છે.

પ્રસ્તુત શ્લોકમાં મહાત્માઓની અચળ સ્થિરતાનું વર્ણન કરતાં કવિ કહે છે કે એમની આગળ કુલપર્વતો પણ ક્ષુદ્ર ગણાય. અને જલરાશિ મહાસાગર પણ તુચ્છ ગણાય, કેમ કે હજારો અને લાખો વર્ષ સુધી પોતાની મર્યાદા ન છોડનારી આ બે વિભૂતિઓ પ્રલયકાળ આવે ત્યારે સ્વધર્મ કર્મ તજી દે છે. મહાત્માઓનું એવું નથી.

આદર્શ ઉપમાનને તુચ્છ ગણી ઉપમેય વસ્તુ ઉપમાન કરતાં પણ શ્રેષ્ઠ છે એમ બતાવવાની પદ્ધતિને સંસ્કૃતમાં પ્રતીપ અલંકાર કહે છે. આમાં અતિશયોક્તિ તો હોય જ છે.

**પૃ. ૪૩ અજગર :** अज=બકરું, તેને ગળી જાય તે અજગર.

**પ્રતીપ :** [प्रति=વિરુદ્ધ+ऌप्=પાણી] વહેણની વિરુદ્ધ, ઊલટી.

**પૃ. ૪૪ વિષણ્ણ :** વિષાદમય.

**પૃ. ૪૫ જોગ પોતાના . . . . જોગ આપે છે :** શ્લેષ છે. બીજા જોગનો અર્થ થાય છે સાથ.

**તમારો :** ફજેતી એવો અર્થ કરવો.

नमः पुरस्तात्० હે સર્વ ! તમને આગળ, પાછળ, બધી બાજુએ નમસ્કાર. તમારું વીર્ય અનંત છે, તમારી શક્તિ અપાર છે, બધું તમે જ ધારણ કરો છો તેથી તમે સર્વ છો. ગીતા, ૧૧–૪૦.

सुदुर्दर्शमिदं० જે મારું રૂપ તે જોયું તેનાં દર્શન બહુ દુર્લભ છે. દેવો પણ તે રૂપ નિહાળવા ઝંખે છે. ગીતા, ૧૧–૫૨.

**પૃ. ૪૬ તે સ્વપ્ન હતું૦** સરખાવો.

स्वप्नो नु माया नु मतिभ्रमो नु ? — શાકુન્તલ, ૬–૧૦

ત્યાં મારી બીક છોડી શાંત ચિત્ત થા, અને આ મારું પરિચિત રૂપ ફરી જો. — ગીતા, ૧૧–૪૯.

**પૃ. ૪૭ મણિબહેન** : સરદાર પટેલનાં પુત્રી

**લક્ષ્મી** : શ્રી રાજગોપાલાચાર્યનાં પુત્રી, દેવદાસ ગાંધીનાં પત્ની. અત્યારે તે રાજાજી

**પર્ણં નવ** : જો કેરડાના વૃક્ષને પાંદડાં હોય જ નહીં તો તેમાં વસંતનો શો દોષ? જો ઘુવડ દિવસે જુએ જ નહીં તો તેમાં સૂર્યનો શો દોષ?

ભર્તૃહરિના આ શ્લોકના બાકીના બે ચરણો આ પ્રમાણે છે.

धारा नैव पतन्ति चातकमुखे मेघस्य किं दूषणम् ।
यत् पूर्वं विधिना ललाट-लिखितं तन्मार्जितुं कः क्षमः ॥

(ચાતકના મોંમાં જો ધારા પડતી જ ન હોય તો તેમાં મેઘનો શો દોષ? વિધિએ જે લલાટમાં લખી મૂક્યું છે તેને ભૂંસી નાખવાને કોણ સમર્થ છે?)

**પૃ. ૪૮ 'ઉચ્છિષ્ટ'** : [ઉત્+શિષ્ટ ખાસ વધેલું] એંઠા નહીં, પણ પ્રભુને પાક ધરી દીધા પછી વધેલા

કવિવર રવીન્દ્રનાથ અથર્વવેદના એક મંત્રને આધારે સર્વ કલાઓ અને મનુષ્યની સર્વ ઉચ્ચતર પ્રવૃત્તિઓનું મૂળ 'ઉચ્છિષ્ટ'ને ગણાવે છે તેમનાં વચનો નીચે ઉતાર્યાં છે.

ऋतं सत्यं तपो राष्ट्रं श्रमो धर्मश्च कर्म च ।
भूतं भविष्यत् उच्छिष्टे वीर्यं लक्ष्मीबलं बले ॥

"Righteousness, truth, great endeavours, empire, religion, enterprize, heroism and prosperity, the past and the future dwell in the surpassing strength of the surplus"

The meaning of it is that man expresses himself through his super abundance which largely overleaps his absolute need

The renowned vedic commentator, Sayanacharya says —

"The food offering which is left over after the completion of sacrificial rites is praised because it is symbolical of Brahma, the original source of the universal"

According to this explanation, Brahma is boundless in his superfluity which inevitably finds expression in the eternal world process Here we have the doctrine of the origin of the arts Of all living creatures in the world man has his vital and mental energy vastly in excess of his need which urges him to work in various lines of creation for its own sake Like Brahma himself, he takes joy in productions that are unnecessary to him and therefore representing his extravagance and not his hand-to-mouth penury The voice that is just enough can speak and cry to the extent needed for everyday use, but that which is abundant sings and in it we find our joy Art reveals man's wealth of life which seeks its freedom in forms of perfection which are end in themselves

**ભાવાર્થ :**

'ઋત, સત્ય, તપ રાષ્ટ્ર શ્રમ, ધર્મ, કર્મ તેમ જ ભૂત તથા ભવિષ્ય વીર્ય અને લક્ષ્મી ઉચ્છિષ્ટના બળમા વસેલા છે

એનો અર્થ એ છે કે, માણસ પોતાની જરૂરિયાતોને પૂરી પાડ્યા પછી પણ જે અતિશય શક્તિ વધારાની રહે છે તે દ્વારા પોતાને વ્યક્ત કરે છે

વેદના પ્રસિદ્ધ ટીકાકાર સાયણાચાર્ય કહે છે —

'યજ્ઞવિધિ પછી ઉચ્છિષ્ટ રહેલા અન્નબલિને પવિત્ર એટલા માટે કહ્યો છે કે અખિલ વિશ્વના મૂળ કારણરૂપ બ્રહ્મ તે પ્રતીક છે '

આ સમજૂતી પ્રમાણે બ્રહ્મની ઉચ્છિષ્ટ શક્તિ અપાર છે, અને તે સનાતન વિશ્વપ્રક્રિયારૂપે પ્રગટ થાય છે અહીં આપણને કળાઓના ઉદ્ભવ સબંધીનો સિદ્ધાંત જોવા મળે છે જગતના બધા જીવો કરતા માણસમા પ્રાણ અને મનની શક્તિ તેની જરૂરિયાત કરતા પુષ્કળ વધારે છે અને તે તેને અનેકવિધ નિર્હેતુક સર્જક પ્રવૃત્તિઓ કરવાને પ્રેરે છે ખુદ બ્રહ્મની પેઠે, તે પણ જે સર્જનો તેને અનાવશ્યક છે અને તેથી તેની દીનતાના નહી પણ ઉડાઉપણાના સૂચક છે, તેમા આનંદ લે છે જે અવાજ કેવળ જરૂરિયાત પૂરતો જ હોય છે તે રોજના કામકાજ પૂરતુ બોલી કે રડી શકે છે, પણ જે અવાજ ભરપૂર હોય છે તે ગાય છે, અને તેમા આપણો આનંદ રહેલો હોય છે કળા માણસના જીવનની સમૃદ્ધિને પ્રગટ કરે છે એ સમૃદ્ધિ નિર્હેતુક સર્વાંગસંપૂર્ણ સ્વરૂપોમા મુક્તિનો આનંદ માણવા મથતી હોય છે

**परिग्रहो भयावहः :** પરિગ્રહમાં જોખમ રહેલું જ છે. લેખકે ઉપજાવેલું સૂત્ર છે

**નિસ્ કોટિના :** ( Gneiss ) પડપડવાળા પથ્થરો જેમાં અબરખ, ચકમક વગેરેનો સમાવેશ થાય છે

**બંને કાનડા જિલ્લા :** ઉત્તર અને દક્ષિણ

**પૃ ૪૯ કોઈ પણ સ્થાન :** મૂળ આ પ્રમાણે છે

Beauty of place translates itself to the Indian consciousness as God's cry to the soul. Had Niagara been situated on the Ganges, it is odd to think how different would have been its valuation by humanity. Instead of fashionable picnics and railway pleasure trips, the yearly or monthly incursion of worshiping crowds. Instead of hotels, temples Instead of ostentatious excess, austerity Instead of the desire to harness its mighty forces to the chariot of human utility, the unrestrainable longing to throw away the body, and realize at once the ecstatic madness of Supreme Union Could contrast be greater ?

— The Web of Indian Life 241

**ભૈરવ જપ :** "જ્યાં પહાડ પર ઊંચામાં ઊંચું શિખર અને પાસે એકદમ નીચે કરાડ તૂટેલી હોય તેને ભૈરવવાટી કહે છે. જૂના વખતમાં અને આજે પણ ભૈરવ સંપ્રદાયી લોકો આવે ઠેકાણે કેટલીક વાર ભૈરવનો જાપ જપતા જપતા ઉપરથી નીચે ભૂસકો મારે છે આ રીતે આત્મહત્યા કરવામાં પાપ નથી પણ મોક્ષ છે એમ મનાય છે એ માન્યતા હાલના કાયદા પ્રમાણે ભલે ભૂલ ભરેલી હોય, પણ માનસશાસ્ત્રીઓ એની પાછળ રહેલું તત્ત્વ સહેજે સમજી શકે એમ છે દુનિયામાં બળી રીતે નિરાશ થઈ કાયર બની માણસ આત્મહત્યા કરે તે, અને કુદરત સાથે એકરૂપ થવાની ઇચ્છા થઈ જાય, કુદરત સાથે કોઈ જાતની જુદાઈ સહન ન થાય, એવે વખતે માણસ આ ક્ષુદ્ર દેહનું બંધન ભૂલી જઈ અનંતતત્ત્વમાં સાત્મ્ય પ્રાપ્ત કરવા કૂદી પડે, એ બે વસ્તુ ભિન્ન છે, બંનેનું પરિણામ ભલે એક જ હોય દરેક જાતના વિનાશને મરણ એ એક જ નામથી આપણે સંબોધીએ છીએ, પણ વસ્તુ એક જ નથી હોતી કેટલીક વાર મરણ એ જીવનરૂપી નાટકનો વિષ્કંભક હોય છે, અને કેટલીક વાર તો તે નાટકનું ભરતવાક્ય — જીવનનું સાફલ્ય હોય છે" — (હિ૦ પ્ર૦ પ્રકરણ ૧૬મું)

**પૃ. ૫૦ વિભવતૃષ્ણા:** અહી લેખકનો 'મોગલઓનો તાડવયોગ' નામનો લેખ જુઓ આ પુસ્તક પૃ ૧૩૮

**નામિનંદેત:** મરણને પણ વધાવી લેવુ નહી, તેમ જીવનને પણ વધાવી લેવુ નહી — મનુસ્મૃતિમાથી

**હૉર્સપાવર:** એને માટે લેખક અશ્વત્થામા શબ્દ સુચવે છે [अश्व= ઘોડો + स्थामन् = शक्ति] સમાસમા स्थामन्‌માથી स्‌નો લોપ થાય છે

**ઉપવન:** 'ન્યૂ ફૉરેસ્ટ' નામે ઓળખાતો પ્રદેશ.

**પૃ. ૫૧ નીરો:** ઈ. સ. ૫૪ થી ૬૮ સુધી એ રોમનો બાદશાહ હતો એની માતાની ઉશ્કેરણીથી એના પિતાનુ ખૂન થયા પછી ગાદીના ખરા હક્કદાર બ્રિટેનિકસને બાજુએ રાખી પોતે ગાદીએ આવ્યો પાચ વરસ સુધી સારી રીતે રાજ્ય ચલાવ્યા પછી એ આપખુદ બની ગયો બ્રિટેનિકસને, પોતાની માતાને તથા પત્નીને મારી નાખ્યા રોમ બાળવાના ખોટા આરોપસર ખ્રિસ્તીઓ ઉપર નાનાવિધના અત્યાચારો ગુજાર્યા. પોતાના ગુરુ અને પ્રધાન સેનેકાને તથા પોતાની બીજી પત્નીને એણે મારી નાખ્યા. ત્યાર પછી બળવો ફાટી નીકળ્યો અને એણે રોમથી ભાગી જઈને આપઘાત કર્યો હતો એણે રોમ શહેર સળગાવી મૂક્યુ હતુ અને પોતે ફિડલ વગાડતો હતો એવી દંતકથા છે, પણ ઇતિહાસમા એનુ સમર્થન મળતુ નથી. પણ એ અત્યત ઘાતકી હતો એ તો સ્પષ્ટ છે

**પૃ. ૫૧ આર્તિનાશન:** દુ ખીઓના દુઃખ દૂર કરવા તે. સર૦

न त्वह कामये राज्य, न स्वर्गं नापुनर्भवम ।
कामये दु खन्तप्ताना प्राणिना आर्ति-नाशनम् ॥

**પૃ. ૫૨ વીરભદ્ર:** દક્ષ પ્રજાપતિના યજ્ઞનો સહાર કરનાર શિવગણ

**અંગ્રેજોને:** અગ્રેજો પણ અકળ રીતે હિંદનુ લોહી ચૂસે છે, અને તેમનુ એ સાચુ સ્વરૂપ આપણે ઓળખતા થયા છીએ તો —

**કાકદૃષ્ટિ:** કાગડાના જેવી ચકોર દૃષ્ટિ ('કાગ'ની દૃષ્ટિ એમ પણ અર્થ ખરો)

**પૃ ૫૩ प्राय:कंदुक:** આર્યજન પડે છે તોપણ ઘણે ભાગે દડાની જેમ પડે છે, એટલે કે પડીને પાછો ઊંચે ઊછળે છે. ભર્તૃહરિનો એ આખો શ્લોક આમ છે·

प्राय कन्दुक-पातेन पतत्यार्य पतन्नपि ।
तथा त्वनार्य पतति मृत्पिण्ड पतन यथा ॥

**न हि कल्याण:** કલ્યાણ કરનાર કોઈ દુર્ગતિને પામતો નથી ગીતા, ૬-૪૦.

**પૃ. ૫૪ જાણે મહાદેવ:** રાવણના શિવ તાડવસ્તોત્રનુ અહી સ્મરણ થાય છે. નીચે બે શ્લોક ઉતાર્યા છે

जटा कटाह-सभ्रम भ्रमनिलिम्प निर्झरी-
विलोल वीचि वल्लरी विराजमान मूर्धनि ।
धगदधगदधगज्ज्वल्लल्लाट पटट पावके
किशोर चद्र शखर रति प्रतिक्षण मम ॥ ९ ॥

[ જેમનુ માથુ જટારૂપી કટાહમા વેગથી ઘૂમતી સુરસરિતા (ગગા)ની ચચલ તરગ લતાઓથી સુશોભિત થઈ રહ્યુ છે લલાટાગ્નિ ધક ધક ધમ બળી રહ્યો છે શિર પર બાલચદ્ર વિરાજમાન છે તે (શિવ ભગવાન)મા મારો નિરતર અનુરાગ રહો ]

जयत्वदभ्र विभ्रम-भ्रमदभुजगम श्वसद
विनिगमतक्रम स्फुरत्कराल भाल हव्यवाट् ।
धिमिदधिमिदधिमिद ध्वनन् मृदग-तुग मगल-
ध्वनि कम प्रवर्तित प्रचण्ड-ताण्डव शिव ॥१०॥

[ અનત ભમતા એવા ભુજગના નિ શ્વાસથી જેમના ભાલનો કરાલ અગ્નિ ઉત્તરોત્તર વધુ સ્ફુરતો જાય છે અને ધમ ધમ ધમ એવા મૃદગના ઉચ્ચ મગલ ધ્વનિ પ્રમાણે જેઓ પ્રચડ તાડવ ખેલી રહ્યા છે એવા શિવનો જય થાઓ ]

પૃ ૫૬ દેવેન્દ્ર : ગિરનારનો દક્ષિણ છેડો Dundra Head

**નારાયણનું જ સરોવર :** સિંધ અને કચ્છની વચમા આવેલુ એક સરોવર

**જીવનરાશિ.** જનરાશિ

**અધપાત.** [ અધ (નીચે) + પાત (પડવુ તે) ] નીચે પડવુ તે જીવન અને અધપાત એ શબ્દો વાપરીને શ્લેષ સાધ્યો છે

**વાઙ્મયી મૂર્તિ :** વાણીની — વાચાની, શાબ્દિક મૂર્તિ સાહિત્યકૃતિ

પૃ ૫૭ પુનરાગમનાય ચ. ધાર્મિક પ્રસગોએ પૂજન અને દેવોને વિસર્જન કરતી વખતે આ વચન વપરાય છે 'પાછા આવવા માટે' — એવો એનો અર્થ છે વિદાય કાયમને માટે નથી ફરી મળવા માટે જ છીએ એ એનો ભાવ છે લેખકની આ ઇચ્છાની અથવા સકલ્પની પૂર્તિ કેટલાક વર્ષો પછી જે રીતે થઈ તે આ પછીના લેખમા આવે છે

## ૧૩ જોગના ધોધનુ પુનર્દર્શન

પૃ. ૫૮ એતાવાન્ : આટલો એનો મહિમા છે, પુરુષ તો એથી પણ મોટો છે આ વચન ઋગ્વેદમાના પુરુષસૂક્તમાથી લીધેલુ છે

પૃ. ૬૦ અનૂદરી : નાના પેટવાળી સર૦ મંદોદરી, કૃશોદરી.

પૃ ૬૧ વિશ્વજિત્ યજ્ઞ : सर्ववेदस् એમાં જીવનની બધી કમાણી આપી દેવાની હોય છે એવો યજ્ઞ. સર૦

स्थाने भवान् अेवनराधिप सन्
अकिंचनत्व मखज व्यनक्ति ।
पर्याय पीतस्य सुरैर्हिमांशो
कला क्षय श्लाघ्यतरो हि वृद्धे ॥ रघुवंश, ५–१६

[આપ ચક્રવર્તી રાજા હોઈને વિશ્વજિત્ યજ્ઞને કારણે આવેલુ અકિંચનત્વ દર્શાવો છો એ યોગ્ય છે દેવોએ વારાફરતી પીવાને લીધે થયેલો ચંદ્રની કલાનો ક્ષય વૃદ્ધિ કરતા વધારે વખાણવા લાયક હોય છે ]

પૃ ૬૨ અલકેશ્વર : [અલકા+ઈશ્વર] કુબેર

પ્રતિધનુષ્ય : આકાશમા ઇન્દ્રધનુષ્યની સહેજ ઉપર બીજુ આછુ ધનુષ્ય ઘણી વાર દેખાય છે તેને પ્રતિધનુષ્ય કહ્યુ છે તેના રંગો મૂળ ધનુષના કરતા ઊલટા ક્રમમા હોય છે

સુરધનુ : દેવોનુ ધનુષ્ય, 'ઇન્દ્રધનુ'.

સુરધુની : સ્વર્ગની નદી, અહી ક્રમ્ન નદી. ગમે તે નદીને ગંગા કહે છે તેથી.

પ્રતિક્ષણે : સભારો —

क्षीणे पुण्ये मर्त्यं लोक विशन्ति ।

— ગીતા, ૯–૨૧

પૃ ૬૫ રોમાં રોલાં [૧૮૬૬–૧૯૪૪] : ફ્રાન્સના વિશ્વવિખ્યાત માનવતાવાદી, સાહિત્યકાર અને કલાવિવેચક દસ ખડમા પ્રગટ થયેલી નવલકથા 'જ્હૉન ક્રિસ્ટોફર' એમની સર્વશ્રેષ્ઠ કૃતિ ગણાય છે. એને માટે એમને ૧૯૧૬મા નોબેલ પારિતોષિક મળ્યુ હતુ એમણે ગાંધીજી, સ્વામી રામકૃષ્ણ પરમહંસ તથા વિવેકાનંદના ચરિત્રો લખીને હિંદી વિચારધારાને પશ્ચિમની દુનિયામા સમભાવપૂર્વક સમજાવી ગાંધીજી ગોળમેજી પરિષદમાં ગયેલા ત્યારે એમને ખાસ મળ્યા હતા એમની હિંદને લગતી ડાયરી પ્રસિદ્ધ થયેલી છે, તે પણ ગાંધીજી, રવીન્દ્રનાથ વગેરે વિશે રસિક વાચન પૂરુ પાડે છે એઓ યુદ્ધના વિરોધી હતા અને કલા સર્વલોકગમ્ય હોવી જોઈએ એમ માનતા હતા

માનવકૃત કલાકૃતિ : સૃષ્ટિમા જે સૌંદર્ય હોય છે તેને કળા કહેતા નથી કળા તો માનવી જ હોય. પ્રકૃતિનુ સૌંદર્ય કળાની ઉત્પત્તિનુ એક પ્રેરક કારણ છે એ ખરુ.

**પૃ. ૬૬ अल्पस्य०:** થોડાને ખાતર ઘણાનો નાશ કરવાની ઇચ્છાવાળા. કવિ કાલિદાસના રઘુવંશમાં આ વચન આવે છે. દિલીપ જ્યારે ગાયના બદલામાં પોતાનું શરીર સિંહને આપવા તૈયાર થાય છે ત્યારે તેને સમજાવવા સિંહ કહે છે:

एकातपत्र जगत प्रभुत्व,
नव वय, कान्तम् अिमद वपुश्च ।
अल्पस्य हेतोर् बहु हातुम् अिच्छन्
विचारमूढ प्रतिभासी मे त्वम् ॥ रघु० २–४७

[જગતનું એકચ્છત્ર રાજ્ય, યુવાન વય, અને આ સુંદર વપુ (શરીર): થોડાને માટે આટલું બધું ત્યાગવા તૈયાર થયો છે તે તું મને વિચારમૂઢ લાગે છે.]

**૧૪. જોગનો કોરો ધોધ**

**પૃ. ૬૬ ભૂખ્યો બંગાળી:** જેને ખાવાના પણ સાંસા પડતા હોય એવા માણસને ગુજરાતીમાં ભૂખો કે ભૂખ્યો બંગાળી કહે છે.

**કઈ રાક્ષસી દુષ્ટતા:** સભારો —

बुभुक्षित किं न करोति पापम्
क्षीणा नरा निष्करुणा भवन्ति ।

**પૃ. ૬૭ ધોધાવતો હતો:** ધોધ રૂપે વહાવતો હતો. લેખકે યોજેલું ક્રિયાપદ.

**પાત:** અધઃપાત, નીચે પડવું તે.

**રાવણની પેઠે:** જન્મ્યો ત્યારે મહારવ કરતો જ જન્મ્યો હતો અને તે ઉપરથી એના પિતાએ એનું નામ રાવણ પાડ્યું હતું.

**તપસ્વિની:** ઉનાળાનો તાપ ખમતી માટે તપસ્વિની.

**પૃ. ૬૮ સંભાજીની આંખો:** ૧૬૮૯માં સંભાજી કેદ પકડાતાં ઔરંગઝેબે તેને ઇસ્લામનો સ્વીકાર કરવાનું કહ્યું પણ તેણે પેગંબરનું અને બાદશાહનું અપમાન કર્યું એટલે તેની જીભ અને આંખ કાઢી નાખી તેનો વધ કરવામાં આવ્યો હતો.

**રેલસંકટ:** ૧૯૨૭માં ગુજરાતમાં અતિવૃષ્ટિને કારણે હજારો મકાનો પડી ગયાં હતાં અને લોકોને અન્નવસ્ત્ર અને આશરાની ભારે હાડમારી પડી હતી. તે વખતે સરદાર વલ્લભભાઈએ પોતાની અજબ વ્યવસ્થાશક્તિથી અને ધનિકોના સહકારથી પ્રજાને રાહત આપવાનું મહાભારત કામ સફળતાપૂર્વક પાર ઉતાર્યું હતું.

नदीमुखेनैव समुद्रमाविशेत् : નદીના મુખમાં થઈને સમુદ્રમાં પ્રવેશ કરવો. મહાકવિ કાલિદાસના 'રઘુવંશ'માં રઘુના વિદ્યાભ્યાસનું વર્ણન કરતાં લખ્યું છે:

लिपेर् यथावद् ग्रहणेन वाङ्मयं
नदीमुखेनेव समुद्रम्आविशत् ॥ रघु० ३–२८

[નદીમુખમાં થઈને સમુદ્રમાં પ્રવેશ કરતો હોય તેમ લિપિના યથાવત્ ગ્રહણ દ્વારા તેણે સાહિત્યમાં પ્રવેશ કર્યો.]

એ ઉપરથી ગુજરાત વિદ્યાપીઠ તરફથી ચાલતા ગુજરાત મહાવિદ્યાલયના ત્રૈમાસિક 'સાબરમતી' માટે ધ્યાનમંત્રની જરૂર પડી ત્યારે શ્રી કાકાસાહેબે नदीमुखेनैव समुद्रमाविशेत् । એ વચન આપ્યું હતું. અને ત્યારથી કદાચ એમના મનમાં એ વચન જ કાલિદાસનું મૂળ વચન છે એવો ખ્યાલ દૃઢ થઈ ગયો હશે. મૂળમાં છે आविशत् = એણે પ્રવેશ કર્યો. કાકાસાહેબે એ પરથી ઉપજાવ્યું आविशेत् = પ્રવેશ કરવો ઘટે છે.

**પૃ. ૬૯ કાળપુરુષ:** कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धः કહેનાર ગીતાનો વિરાટપુરુષ.

**પૃ. ૭૦ तत्र का परिदेवना :** તેમાં શોક શો?
સરખાવો:

अव्यक्तादीनि भूतानि व्यक्त-मध्यानि भारत ।
अव्यक्त-निधनान्येव तत्र का परिदेवना ॥ ગીતા, ૨–૨૮

**પૃ. ૭૨ ઉષ્મપા:** ઊનું ઊનું પીનારા, પિતરો. અન્ન ખાઈને નહીં પણ કેવળ ઉષ્મા પીને ટકનારા પિતરો અને દેવો. ગીતામાં એ શબ્દ વપરાયો છે. ૧૧–૨૨

## ૧૫. ગુર્જરમાતા સાબરમતી

**પૃ. ૭૩ પરિસર:** આસપાસનો પ્રદેશ. એને પર્યંતભૂ પણ કહે છે.

**વનસ્પતિ ઉપાસક શ્રી શિવશંકર:** જ્ઞાગીતા અનુવાદક અને લેખક શ્રી ચંદ્રશંકર શુક્લના નાના ભાઈ. એમનું પુસ્તક 'ગુજરાતની લોકમાતાઓ.' વનસ્પતિનો ખૂબ રખડીને એમણે પ્રત્યક્ષ અભ્યાસ કરેલો છે. હરિપુરા મહાસભા વખતે વનસ્પતિનું પ્રદર્શન ગોઠવવામાં એમનો ઉત્સાહ અને પરિશ્રમ ખૂબ કામ આવ્યા હતા. વિશેષ પરિચય માટે 'ગ્રંથ અને ગ્રંથકાર' ભા. ૧૦ મો જુઓ.

**પૃ. ૭૪ मा भ्रमति** જુઓ નીચે 'કલ્પ ગંગા' ઉપરની નોંધ.

**બ્રાહ્મણોએ તપ કર્યું છે:** શૌનક, વસિષ્ઠ વામદેવ, ગૌતમ ગાલવ, ગાર્ગેય ભરદ્વાજ ઉદ્દાલક જમદગ્નિ કશ્યપ જડભરત, ભૃગુ જાબાલિ વગેરે અઠયાસી હજાર ઋષિઓએ સાબરમતીને તીરે તપશ્ચર્યા કરી કહેવાય છે

**પૃ ૭૫ વૌઠાનો મેળો** દર વરસે દેવદિવાળી ઉપર ધોળકા નજીક વૌઠા પાસે ભરાતો મેળો એ સ્થળે મેશ્વા માઝમ વાત્રક અને શેઢી ભેગી થઈ વાત્રકરૂપ અને ખારી હાથમતી અને સાબર ભેગી થઈને સાબરમતીરૂપ સગમ પામે છે આ મેળામા લાખેક માણસો ભેગા થાય છે એના રસિક વર્ણન માટે જુઓ શિવશકર શુક્લના પુસ્તક ' ગુજરાતની લોકમાતાઓ' માનો લેખ— વૌઠાનો મેળો

**સાબરમતીનાં જૂનાં નામો** સાબરમતી યુગે યુગે જુદે જુદે નામે ઓળખાઈ છે સત્યયુગમા કૃતવતી ત્રેતામા મણિકર્ણિકા દ્વાપરમા વિધુવતી કે ચદના યા ચદનાવતી અને કલિયુગમા સાભ્રમતી એવુ નામ એ પામી છે

**કશ્યપ ગંગા.** એક કથા એવી છે કે એક વાર ઉપરાઉપરી સાત દુકાળ પડયા ત્યારે ઋષિઓએ કશ્યપને વિનતી કરી અને તેમણે શ કરનુ આરાધન કર્યું શકર સાભ્રમતી ગગાને લઈને અર્બુદારણ્યમા આવ્યા અને પછી ત્યાથી એ નદીની છટી ધારાઓ અરણ્યમા થઈને ગુજરાત તરફ વહેવા લાગી તે વખતે સમુદ્રે પ્રગટ થઈ કશ્યપને પ્રાર્થના કરી કે આ નદી મારા જળમા મળે તેમ કરો કારણ અગસ્ત્ય ઋષિ મારુ જળપાન કરી ગયા અને પછી લઘુશકરૂપે તે મને તેમણે પાછુ આપ્યુ એટલે તે અપવિત્ર થઈ ગયું છે આ નદીના સ્પર્શથી એ ફરી પાવન થશે સાબરમતી બીજી નદીઓ સાથે સમુદ્રને મળી અને સમુદ્ર પાવન થયો।

બીજી કથા એવી છે કે ગગા પાર્વતીની બીકથી આમ તેમ ભટકતી હતી,—સા ભ્રમતિ—તેને કશ્યપ પોતાની જટામા ઘાલીને અર્બુદારણ્યમા લઈ આવ્યા અને ત્યા જટા પછાડી એટલે એમાથી એ ગગાના સાત પ્રવાહો વહેવા લાગ્યા મુખ્ય પ્રવાહ સાભ્રમતી કહેવાયો અને બાકીના છે તે વૌઠા આગળ એને મળનાર છ નદીઓ થઈ

આમ કશ્યપ એને લાવ્યા એટલે એ કશ્યપગગા કહેવાઈ

**પૃ. ૭૬ દધીચિએ તપ કરેલું**· યજ્ઞકુડમાથી જન્મેલા અને ક્ષણે ક્ષણે વધીને સમગ્ર લોકને હાની વળેલા વૃત્રાસુર સામે પોતાના બધા દિવ્ય શસ્ત્રાસ્ત્રો વ્યર્થ જતા ઇન્દ્ર સહિત દેવોએ આદિપુરુષ અતર્યામીનુ શરણુ લીધુ તેમણે દેવોને જણાવ્યુ કે તમે મહર્ષિ દધીચિ પાસે જાઓ અને વિદ્યા, વ્રત અને તપથી બળવાન એવા તેમના શરીરની માગણી કરો તે ના પાડશે નહી. પછી તે શરીરના હાડકામાથી વિશ્વકર્મા તમને એક ઉત્તમ આયુધ બનાવી આપશે તે વડે જ આ વૃત્રાસુરનો નાશ થઈ શકશે

દેવો સાબરમતી અને ચંદ્રભાગાના સંગમ આગળ દધીચિ ઋષિ તપ કરતા હતા તેમની પાસે ગયા અને તેમની પાસે તેમના શરીરની માગણી કરી એટલે તેમણે જવાબ આપ્યો

"હે દેવો જે પુરુષ અવશ્ય નાશ પામનાર પોતાના શરીરથી પ્રાણીઓ ઉપર દયા કરીને ધર્મ તથા યશ પ્રાપ્ત કરી લેવા ઇચ્છતો નથી, તે પુરુષ સ્થાવર પ્રાણીઓ વડે પણ શોક કરવા યોગ્ય છે બીજા પ્રાણીઓના દુઃખથી દુઃખી થવું અને બીજા પ્રાણીઓના આનંદથી આનંદ માનવો એ ધર્મ જ અવિનાશી છે માટે મારા ક્ષણભંગુર તથા કાગડા-કૂતરાના ભક્ષરૂપ શરીરનો ત્યાગ કરું છું તેને તમે ગ્રહણ કરો"

આવો નિશ્ચય કરી ઋષિએ પરમબ્રહ્મ વિશે પોતાના આત્માને એકાગ્ર કરી દઈને શરીરનો ત્યાગ કર્યો

ત્યાર પછી દેવોએ કામધેનુને બોલાવી તેણે ઋષિનો દેહ ચાટવા માંડ્યો. ચાટતાં ચાટતાં કેવળ હાડકાં રહ્યાં તે લઈને વિશ્વકર્માએ ઇન્દ્રને વજ્ર બનાવી આપ્યું અને તેના વડે ઇન્દ્રે વૃત્રાસુરનો નાશ કર્યો

દધીચિઋષિએ જે સ્થળે દેહાર્પણ કર્યું હતું ત્યાં કામધેનુનું દૂધ ઝર્યું હતું એટલે તે ઠેકાણે દૂધેશ્વર મહાદેવની સ્થાપના થઈ

**ખાદીની પ્રવૃત્તિ.** ગાંધીજીએ સ્વદેશી અને ખાદીનો પ્રચાર કરવા માંડ્યો એટલે આશ્રમમાં ખાદી ઉત્પન્ન કરવાનું કેન્દ્ર શરૂ કર્યું, અને આજે પણ એ પ્રવૃત્તિ આશ્રમમાં ચાલુ છે

**ખેતી અને ગૌશાળાની પ્રવૃત્તિ:** ખેતીમાં અને ગાયોની ઓલાદમાં સુધારો કરવાના હેતુથી આશ્રમે આ પ્રવૃત્તિ આરંભી હતી ગૌશાળાની પ્રવૃત્તિ આદર્શ પૂરો પાડવાની દૃષ્ટિએ અને ખેતીની પ્રવૃત્તિ વિવિધ પ્રયોગોની દૃષ્ટિએ ચાલતી રહી છે કોસ ખેંચવામાં બળદને પડતી તાણ નિવારવા જેમાં બળદના વજનથી કોસ ખેંચાતો હતો તે પરશુરામ કોસનો પ્રયોગ, જમીનનું ધોવાણ અટકાવવા પાળાઓની યોજના, લીલા ઘાસના સાયલો, માણસના મળમૂત્રના ખાતરનો ઉપયોગ એ બધું અહીં જ અજમાવાયું હતું

**રાષ્ટ્રીય શાળા:** આશ્રમમાં ચાલતી શાળા જેમાં શ્રી કાકાસાહેબ, નરહરિભાઈ, કિશોરલાલભાઈ, વિનોબા વગેરે શિક્ષણના પ્રયોગો કરતા હતા અને તેના પાયા ઉપર જ પાછળથી ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના થઈ હતી

**લોકસંગીત અને શાસ્ત્રીય સંગીત** આશ્રમવાસીની સંગીતરસની પંડિત ખરેએ ગુજરાતના જાણીતા યોગીનોની સ્વરલિપિ તૈયાર કરી 'લોકસંગીત' નામે પુસ્તક પ્રગટ કર્યું હતું વળી શાસ્ત્રીય સંગીતના પ્રચાર માટે તેમણે રાષ્ટ્રીય સંગીત મંડળની પણ સ્થાપના કરી હતી અમદાવાદની

મહાસભા વખતે અખિલ ભારતીય સગીત પરિષદનુ અધિવેશન પણ ભરી ભરાયુ હતુ તેમા પણ ગાધીજીની પ્રેરણા અને પડિત ખરેનો પ્રયત્ન પ્રધાન હતા

**'નવજીવન' અને 'યગ ઇન્ડિયા'** ગાધીજીએ ૧ ૧૯માં રૉલેટ બિલ વિરુદ્ધ આદોલન ઉપાડયુ ત્યારે એમને પોતાના વિચારોના પ્રચાર માટે છાપા ઓની જરૂર પડી શ્રી ઇન્દુલાલ યાજ્ઞિક અને એમના મિત્રો 'નવજીવન અને સત્ય' નામે માસિક ચલાવતા હતા અને તે દ્વારા હોમરૂલના પ્રચાર કરતા હતા તે જ ગાધીજીએ હાથમા લીધુ અને તેને અઠવાડિક બનાવી 'નવજીવન' નામે ચલાવ્યુ આખા દેશને સબોધવા માટે અગ્રેજી છાપાની જરૂર હતી તે પણ શ્રી શકરલાલ બેંકર જમનાદાસ દ્વારકાદાસ વગેરે 'યગ ઇન્ડિયા' ચલાવતા હતા તે એમને સોપાતા પૂરી થઈ આ બ છાપાઓ ૧૯૩૦ સુધી ચાલ્યા પછી હરિજન પ્રવૃત્તિ ચલાવવા માટે ગાધીજીએ જેલમાથી પત્રો શરૂ કર્યા ત્યારે તેઓના નામ 'હરિજન', 'હરિજનબધુ', 'હરિજનસેવક' રાખવામા આવ્યા અને એ છાપા જ આખર સુધી ગાધીજીના વિચારના વાહન રહ્યા

**સત્યાગ્રહો :** ચપારણનો ખેડાનો નાગપુરનો બોરસદનો બારડોલીનો વગેરે આના સક્ષિપ્ત હેવાલ માટે ગૂજરાત વિદ્યાપીઠે પ્રગટ કરેલી 'સત્યાગ્રહની સપ્તપદી' નામની ચોપડી જોવી

**મિલમાલિકો સાથે મજૂરોનો ઝઘડો** • ૧૯૧૮મા અમદાવાદના મિલ માલિકો અને મજૂરો વચ્ચે મોઘવારીના પ્રશ્ન ઉપર ઝઘડો થયો અને તેમા મજૂરોને પક્ષે ન્યાય છે એમ ગાધીજીને લાગતા તેમણે તેમની દોરવણીનુ કામ માથે લીધુ મિલમાલિકોએ કામબદી જાહેર કરી અને મજૂરો કામ વગરના થયા એમને કામ અપાવવાના પ્રયત્નો થયા પણ કેટલાક મજૂરો નબળા પડયા એટલે તેમનામા ફરી બળનો સચાર કરવા અને તેમણે લીધેલી પ્રતિજ્ઞાના પાલન તરફ ધ્યાન લગાડવા ગાધીજીએ ઉપવાસ શરૂ કર્યા આને કારણે મિલમાલિકો ઉપર ખોટુ દબાણ આવતુ હતુ એ જાણવા છતા ગાધીજી પાસે બીજો માર્ગ નહોતો ત્રણ ઉપવાસને અંતે સમાધાન થયુ અને મોઘવારી ઠરાવવાનુ કામ લવાદને સોપવામા આવ્યુ ત્યારથી અમદાવાદમા માલિક મજૂરના ઝઘડામા લવાદીપ્રથાને સ્થાન મળ્યુ અને આજે પણ એ રીતે કામ થઈ રહી છે

•

**દાડીકૂચ** લાહોર કોંગ્રેસમા પૂર્ણ સ્વાતત્ર્યનો ઠરાવ કર્યા પછી એનો અમલ કરવા માટે ગાધીજીએ મીઠાના કાયદાનો ભગ કરવાનુ ઠરાવ્યુ અને તે માટે તેમણે પોતાના ૭૯ સાથીઓ સાથે પગપાળા આશ્રમથી દક્ષિણ ગુજરાતમા દાડીને દરિયા કિનારે જઈ ત્યા કાયદો તોડવાનુ નક્કી કરી આરભેલી કૂચ આ કૂચે આખા દેશમા વીજળી પેઠે નવજીવન અને શક્તિનો

સંચાર કર્યો એ કૂચે ઊપડતી વખતે ગાંધીજીએ સ્વરાજ્ય લીધા વગર પાછા ન ફરવાની પ્રતિજ્ઞા લીધી હતી સેવાગ્રામ જવાનું એ પણ એક કારણ હતુ

**જલિયાનવાલા બાગ** રોલેટ ઍક્ટના વિરોધમાં ગાંધીજીએ ૬ઠ્ઠી એપ્રિલ ૧૯૧૯ને દિવસે આખા દેશમાં હડતાલ પાડવાનો અને ઉપવાસ કરવાનો આદેશ આપ્યો હતો અને આખા દેશે તેનું અપૂર્વ ઉત્સાહથી પાલન કર્યું હતુ પણ ત્રણ દિવસ પછી એટલે ૧૦મી એપ્રિલ ૧૯૧૯ને રોજ અમૃતસરના ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટે ત્યાંના કાગ્રેસી આગેવાનો ડૉ. કિચલુ અને સત્યપાલને હુકમ કાઢી બોલાવ્યા અને કોઈ અજાણ્યે સ્થળે મોકલી આપ્યા આથી શહેરમાં તોફાનો થયાં અને શહેર લશ્કરને સોંપાયુ પંજાબમાં બીજે પણ તોફાનો થયાં અને તેમાં જાનમાલનું ઘણું નુકસાન થયુ વળી ગાંધીજીની ધરપકડને કારણે દેશના બીજા ભાગોમાં પણ તોફાનો થયાં પણ ત્યાં તો શાંતિ સ્થપાઈ ગઈ ૧૩મી એપ્રિલે હિંદુઓનું બેસતું વર્ષ હતું અને અમૃતસરના જલિયાનવાલા બાગમાં જાહેર સભા ભરવાની જાહેરાત થઈ હતી એ જગ્યા ચારે બાજુએ મકાનોથી ઘેરાયેલી હતી અને તેમાં દાખલ થવા માટે ખૂબ સાંકડો એક જ રસ્તો હતો ત્યાં સાજે વીસ હજાર સ્ત્રીપુરુષો અને બાળકો ભેગા થયા હતા *એવામાં જનરલ ડાયર ૧૦૦ દેશી અને ૫૦ ગોરા લશ્કરી સિપાઈઓ લઈને* દાખલ થયો અને બે ત્રણ મિનિટમાં જ તેણે ગોળીબારનો હુકમ આપ્યો તેના પોતાના કહેવા પ્રમાણે ૧૬૦૦ ગોળીઓ છોડવામાં આવી અને દારૂગોળો ખૂટી ગયો ત્યારે જ ગોળી ચલાવવાનું બંધ થયુ સરકારી આંકડા મુજબ ૪૦૦ માણસ મરણ પામ્યા અને એકથી બે હજાર ઘાયલ થયા

**પૃ ૭૭ ગૂજરાત વિદ્યાપીઠ** ૧૯૨૦માં નાગપુર કાગ્રેસમાં અસહકાર પસાર થયો ત્યારે વિદ્યાર્થીઓને સરકારી શાળામહાશાળાનો ત્યાગ કરવાનો આદેશ આપવામાં આવેલો એ આદેશને માન આપીને જે વિદ્યાર્થીઓ સરકારી સસ્થાઓમાંથી બહાર પડ્યા તેમાંના કેટલાક રચનાત્મક કામે વળગ્યા પણ બાકીના માટે શિક્ષણની વ્યવસ્થા કરવા દેશભરમાં જે રાષ્ટ્રીય સસ્થાઓ સ્થપાઈ (બિહારમાં બિહાર વિદ્યાપીઠ કાશીમાં કાશી વિદ્યાપીઠ પૂનામાં તિલક વિદ્યાપીઠ વગેરે) તેમાં ગુજરાતની ગૂજરાત વિદ્યાપીઠનો પણ સમાવેશ થાય છે એની સ્થાપના ૧૯૨૦માં થઈ એના અધ્યાપકો અને વિદ્યાર્થીઓએ ગુજરાતના જાહેર જીવનમાં અને સાહિત્ય અને સસ્કારની પ્રવૃત્તિઓમાં ખૂબ મહત્ત્વનો ફાળો આપ્યો છે એ જાણીતી વાત છે આજે પણ એ સસ્થા શિક્ષણ અને સાહિત્ય પ્રકાશનનું કાર્ય કરતી રહી છે

## ૧૬ ઉભયાન્વયી નર્મદા

**પૃ ૭૮ અમરકટક તળાવ** નાગપુર પાસે આવેલા મૈકાલ પર્વતનો એક ભાગ અમરકટક નામે ઓળખાય છે એની તળેટીમાના તળાવનું

પણ એ જ નામ છે. અમરકટક આગળથી જ નર્મદા અને શોણ નીકળે છે. આથી નર્મદાને મેકલકન્યકા પણ કહે છે. અમરકટક શ્રાદ્ધ માટે ઉત્તમ સ્થાન ગણાય છે.

**પૃ ૭૯ વિંધ્ય** : પ્રખ્યાત પર્વત શ્રેણી એને ઓળંગીને અગસ્તિ દક્ષિણ તરફ જઈ વસ્યા હતા એના ઉપર બિંદુવાસિનીનું પ્રખ્યાત દેવળ છે. તેનાથી થોડે દૂર અષ્ટભુજ જોગમાયાનું દેરુ છે. એ દેરુ શક્તિની એક પીઠ છે.

**પૃ. ૮૦ સાતપુડા** : નર્મદા અને તાપી વચ્ચે આવેલી સાત પડવાળી પર્વતશ્રેણી. તાપી નદી એમાથી નીકળે છે.

**ભૃગુકચ્છ** : આજનું ભરૂચ. કચ્છ = નદીનો અથવા સમુદ્રનો કિનારો.

**પૃ. ૮૦ આદિવાસીઓ** : ભીલો વગેરે આ પ્રદેશના મૂળ વતનીઓ જેઓ આજે પણ ગરીબી અને અજ્ઞાન દશામાં સબડે છે.

**પૃ. ૮૧. सबिंदु** : એ નર્મદાષ્ટક શ્રી આદ્યશંકરાચાર્યે લખેલું મનાય છે. એનો પ્રારંભ આ રીતે છે :

सबिन्दु-सिन्दुर-स्खलत्-तरग-भग-रजितम्
द्विपत्सु पापजातजातकारिवारिसंयुतम् ।
कृतान्तदूत-काल-भूत-भीतिहारि-वर्मदे
त्वदीय पाद-पकज नमामि देवि नर्मदे ॥

**પૃ. ૮૨ गतं तदैव०** આખો શ્લોક આ પ્રમાણે છે:

गत तदैव मे भय त्वदम्बुवीक्षित यदा
मृकुण्डसूनुशौनकासुरारिसेवि सर्वदा ।
पुनर्भवाब्धिजन्मज भवाब्धिदु खवर्मदे
त्वदीयपादपकज नमामि देवि नर्मदे ॥४॥

**પંચગૌડ** : સરસ્વતીના કાંઠાનો પ્રદેશ, કનોજ, ઉત્કલ, મિથિલા, અને ખાસ ગૌડ એટલે બંગાળથી શરૂ કરી ભુવનેશ્વર સુધીનો પ્રદેશ. વિંધ્યની ઉત્તરે આવેલા આ પાચ પ્રદેશોમાં વસતા બ્રાહ્મણો. તે તે પ્રદેશ ઉપરથી એઓ અનુક્રમે સારસ્વત, કાન્યકુબ્જ, ઉત્કલ, મૈથિલ અને ગૌડ કહેવાય છે.

**પંચદ્રવિડ** : વિંધ્યાચલની દક્ષિણે વસતા પાચ જાતના બ્રાહ્મણો: મહારાષ્ટ્ર, તૈલંગ, કર્ણાટ, ગુર્જર અને દ્રવિડ.

**વિક્રમસંવત** : વિક્રમાદિત્યને નામે ચાલતો એ સંવત ખ્રિસ્તી સનથી ૫૬ વર્ષ આગળ છે.

**શાલિવાહન શક :** શાલિ = સિંહ સિંહ જેનું વાહન છે એવો. દંતકથા એવી છે કે એ નામનો પ્રસિદ્ધ રાજા બાળપણમાં સિંહના આકારના એક યક્ષનું વાહન બનાવીને બધે ફરતો એ ઉપરથી તેનું નામ શાલિવાહન પડેલું. એને નામે ચાલતી વર્ષગણના તે શક કહેવાય છે. એના વર્ષની શરૂઆત ચૈત્ર માસથી થાય છે અને વિક્રમ સંવતથી એ ૧૩૪–૫ વર્ષ અને ઈ. સ. થી ૭૮ વર્ષ પાછળ છે ભારત સરકારે હવે એનો ઉપયોગ કરવાનું ઠરાવ્યું છે.

હમણાં શાલિવાહન શક ૧૮૭૮, ઈ. સ. ૧૯૫૬ અને વિક્રમ સંવત ૨૦૧૨ ચાલે છે.

**પૃ. ૮૪ પાઘડીપને આવેલું ભરૂચ :** પાઘડીના કાપડનો પનો ખૂબ ટૂંકો હોય છે અને લંબાઈ ઘણી હોય છે. એ ઉપરથી જે ગામ પહોળું બહુ ન હોય પણ લાંબું ઘણું હોય તેને પાઘડીપને આવેલું કહે છે ભરૂચ એ રીતે વસેલું છે.

**કબીરવડ :** ભરૂચની પૂર્વમાં શુક્લતીર્થ પાસે નર્મદાના પ્રવાહ વચ્ચેના એક બેટમાં આવેલો પ્રસિદ્ધ વડ એને વિશે લોકવાયકા એવી છે કે કબીરજીએ દાતણ કરીને જે ચીરી નાખી હતી તેમાંથી આ વડ જન્મ્યો હતો. એ અને બીજા પ્રસિદ્ધ વડોનું લેખકે કરેલું વર્ણન જોવું. 'રખડવાનો આનંદ' – પૃ. ૧૨૯.

## ૧૭. મંધ્યારમ્

**પૃ. ૮૫ 'છેલ્લે પગથિયે૦' :** આ એક લોકગીતમાંની પંક્તિ છે.

છેલ્લે પગથિયે જઈ પગ દીધો,
પરવરા પડિયા પ્રાણ મારા વહાલા !

ત્યાં ગામલોકોને પાણીનું સુખ થાય એ માટે પોતાનું બલિદાન આપનાર વરવધૂ વાવમાં ઊતરે છે અને છેલ્લું પગથિયું એટલે નીચામાં નીચું પગથિયું. અહીં તો પગથિયાં ચડવાનાં છે એટલે ઊંચામાં ઊંચું પગથિયું

**પૃ. ૮૬ રસવતી પૃથ્વી અને નિઃશબ્દ આકાશ :** અહીં ન્યાયશાસ્ત્રની વ્યાખ્યા જાણી જોઈને તોડી છે. મૂળ વ્યાખ્યા છે गन्धवती पृथ्वी અને शब्दगुणम् आकाशम् ।

**પૃ ૮૭ વનેચરોએ :** સંસ્કૃતમાં 'વનચર' એટલે જંગલમાં ફરનારાં-વસનારાં જંગલી પશુઓ અને વનેચર એટલે જંગલમાં ફરનારા-વસનારા જંગલી લોકો એવો ભેદ છે — તે અહીં સાચવ્યો છે. આપણા એક જાણીતા લેખકે પોતાનું ઉપનામ 'વનેચર' રાખેલું છે તે આ ભેદને લક્ષમાં રાખીને.

**સુર અસુરના ગુરુઓ :** બૃહસ્પતિ અને શુક્રાચાર્ય — અહીં એ નામના તારા ગુરુ અને શુક્ર.

## ૧૮ અબાઅબિકા

**પૃ ૮૮ અબાઅબિકા** મ ભારતમા કથા આ પ્રમાણે છે કાશીરાજની કન્યાઓના સ્વયવરમાથી ભીષ્મ તેની ત્રણે પુત્રીઓ—અબા, અબિકા અને અબાલિકાને ઉપાડી લાવ્યા એ માટે જે યુદ્ધ થયુ તેમા તેમણે શાલ્વરાજને હરાવ્યો પણ એ કન્યાઓના રાજા વિચિત્રવીર્ય સાથે લગ્ન કરવાની વાત આવી ત્યારે એમાની એક—મોટી કન્યા અબાએ—કહ્યુ કે હુ તો મનથી શાલ્વરાજને વરી ચૂકી છુ એટલે તેને શાલ્વરાજ પાસે મોકલવામા આવી પણ શાલ્વે તેનો સ્વીકાર કર્યો નહી એટલે તેણે ભીષ્મના ગુરુ પરશુરામનુ શરણ લીધુ પણ ભીષ્મ ગુરુના કહેવાથી પણ અબાનો સ્વીકાર કરવા તૈયાર થયા નહી અને ગુરુશિષ્ય વચ્ચે દારુણ યુદ્ધ થયુ તેમા અતે ગુરુનો પરાજય થયો અને અબાએ વનમા જઈ ભીષ્મવધના સકલ્પપૂર્વક તપસ્યા કરી અગ્નિપ્રવેશ કરીને દેહ પાડયો એ જ પાછળથી દ્રુપદરાજાને ત્યા શિખડીરૂપે અવતરી અને ભીષ્મવધનુ કારણ બની

અહી લેખકે પૌરાણિક વૃત્તાતમા મનસ્વીપણે ફેરફાર કર્યો છે, એ સ્પષ્ટ જ છે આવા ફેરફારો રસનિષ્પત્તિમા આધારરૂપ થઈ પડે છે કે કેમ એ વિચારવા જેવુ છે

**રાજા કર્ણનાં બે આંસુ**. ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા વાઘેલા વશનો કર્ણદેવ અત્યત ક્રોધી અને વિલાસી હતો તેણે પોતાના નાગર પ્રધાન માધવના ભાઈ કેશવને મારી નાખી તેની પત્નીને પોતાના અતપુરમા રાખી હતી અપમાન અને અત્યાચારને લીધે ક્રોધથી આધળા બની માધવે દિલ્હી જઈ અલાઉદીનને ગુજરાત ઉપર ચઢાઈ કરવા સમજાવ્યો તેણે પોતાના બે સરદારોને ગુજરાત ઉપર મોકલ્યા તેમણે ગુજરાત જીત્યુ પાટનગર પાટણ લૂટયુ અને રાજા કરણની રાણીઓ અને બાળકોને પકડી દિલ્હી પહોચાડયા કરણ ભાગીને દેવગઢના રાજાને આશરે ગયા એના છેલ્લા દિવસો એણે અજ્ઞાતવાસમા આબુના જગલમા આ નદીઓની આસપાસના પ્રદેશમા શોકવિહ્વળ દશામા રખડી રઝળીને પૂરા કર્યા હતા એમ કહેવાય છે તેનુ અહી સૂચન છે ૧૮૬૭મા લખાયેલી ગુજરાતની પહેલી નવલકથા આ જ વૃત્તાતની આસપાસ ગૂથાઈ છે ત્યાર પછી એ પ્રસગને અનુલક્ષીને લખાયેલી બીજી નવલકથાઓમા શ્રી ધૂમકેતુની 'કરણ વાઘેલો' અને શ્રી મુનશીની 'ભગ્ન પાદુકા' મુખ્ય છે

## ૧૯ રેણુકાનો શાપ

**પૃ ૮૮ અતસ્રોતા** [અત (અદર) + સ્રોતા (પ્રવાહવાળી)] જેનો પ્રવાહ ભૂમિની અદર છે એવી

**રાણકદેવીનો શાપ:** દંતકથા એવી છે કે ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહે ગીરનાર ઉપર સવારી કરી જૂનાગઢને ઘેરો ઘાલ્યો. એ ઘેરા દરમ્યાન ત્યાંના રાણા રા' ખેંગારના ભાણેજો જ ફૂટ્યા અને પરિણામે જૂનાગઢ પડ્યું, ખેંગાર હાર્યો અને મરાયો અને તેની રાણી રાણકદેવીને સિદ્ધરાજે કબજે લીધી. તે તેને લઈને પાટણ જતો હતો ત્યાં માર્ગમાં વઢવાણ આગળ તે સતી થઈ. ઇતિહાસમાં આનું સમર્થન મળતું નથી. સિદ્ધરાજે ખેંગારને હરાવી કેદમાં પૂર્યો એટલું ચોક્કસ છે. પાછળથી તેણે સિદ્ધરાજની આણ સ્વીકારતાં તેને છૂટો કર્યો હોય અને સોરઠ તરફ વળતાં વઢવાણ આગળ તેનું કોઈ કારણથી મોત થયું હોય અને ત્યાં તેની રાણી સતી થઈ હોય એમ બને.

રાણકનો અર્થ રેણુકા નથી. સર૦ સીતાનો શાપ અને સિકતાનો શાપ કહેણવાળા પ્રકરણમાં

**પૃ. ૯૦ યોમાઓ :** આરાકાન યોમા, પેગુ યોમા (બ્રહ્મી ભાષામાં યોમા એટલે પહાડ).

**અલસ-લુલિત :** [ अलस (આળસથી ભરેલી) + लुलित (થાકેલા. ललित પાઠ હોય ત્યારે સુંદર.] ધીર ગતિએ અને થાકેલી રીતે ચાલે એવો અર્થ છે. એ શબ્દ 'ઉત્તરરામચરિત'ના ૧લા અંકના ૨૪મા શ્લોકમાં આવે છે :

> अलस-लुलित-मुग्धानि अध्व संजात खेदात्
> अशिथिल-परिरंभैर् दत्त-संवाहनानि ।
> परिमृदित-मृणाली-दुर्बलानि अंगकानि
> त्वम् उरसि मम कृत्वा यत्र निद्राम् अवाप्ता ॥
>
> પથ થકી અકડાયાં, થાકીને લોથપોથ,
> મૃદુ વળી દૃઢ ભેટયે અંગ ચંપાયલાં જે,
> અતિ મસળી મૃણાલિની સમાં દૂબળાં તે
> મુજ ઉર પર નાખી જ્યાં તું ઊંઘી ગયેલી

'લુલિત'નો અર્થ 'લોથ થઈ ગયેલાં' એવો વધારે અનુકૂળ છે

**અંત્યજોનો શાપ લઈને :** તેમને પાણીની સગવડ ન આપીને.

**એના વીરાના :** શેત્રુંજા પર્વતના.

**ખંડિતા :** કાવ્યશાસ્ત્રમાં ગણાવેલી મુખ્ય આઠ નાયિકાઓમાંની એક. ઈર્ષ્યાકષાયિતા ઈર્ષ્યાએ ભરાયેલી સ્ત્રી. નાયક તરફથી આદર ન પામતાં ઘવાયેલી માનિની.

અહીં ખંડિતા એટલે જેનો પ્રવાહ ખંડિત થયો છે એવી એવો અર્થ પણ ખરો.

## ૨૦ ઉચવણીનો ધોધ

**પૃ ૯૨ નાગમોડી:** નાગના જેવા વળાંકવાળો, વાંકોચૂંકો શબ્દ મરાઠી છે ગુજરાતીમાં વંકવોળામણો, વાંકોચૂંકો, સર્પાકાર વગેરે શબ્દો વપરાય છે

**પૃ. ૯૩ સ્વાગતા:** આગતાસ્વાગતા આતિથ્ય.

**જવાપણું હતું:** જવાનું હતું

જીપ': યુદ્ધ દરમિયાન વપરાશમાં આવેલી ખરાબ રસ્તો કાપવાને પૂરતી ખડતલ એવી મોટર ગાડી

**ઘનદાટ:** [સં ઘન=ગાઢ + મ૦ दाट=ગાઢ] ગાઢ

**ઘનઘોર:** [સં घन=ગાઢ + સં घोर=ભયંકર] ગાઢ અને ભયંકર

**પૃ ૯૪ "જે થવાનું હશે . . . ૦":** 'જે થવાનું હોય' એ રૂઢ ગુજરાતી પ્રયોગ છે

**પૃ. ૯૫ આટલાં ધોળાં પાણીમાં૦** નદીના નામ ઉપરથી આ સૂઝ્યું છે,

**અવતાર કર્યો:** નીચે ઊતર્યું.

**પૃ ૯૬ પદક્રમ:** પગલાં મૂકવાં તે સર૦

भया त्रिविक्रम, कियो पदक्रम
अेक महीपर, बीजेको अंबर, वैजुके प्रभ
त्रीजेका शिर पर ॥

**ચૂર:** મગ્ન, તરબોળ શબ્દ હિન્દી તેમ જ મરાઠીમાં આ અર્થમાં રૂઢ છે

**જીવનાવતાર:** પાણીનું નીચે ઊતરવું તે

**સૂર્યનારાયણના આશીર્વાદ ઝીલવા:** તડકો સહન કરવો

**A moving tapestry૦** જેમ જાણે સફેદ સાટીન અને રૂપેરી તાર દસણવાળા ભાતીગર કાપડના તાકા નદી ઊકલતા હોય

**કંકણ:** સંસ્કૃતમાં कङ्क=કંકુ, કંકણ એ ઉપરથી આભૂષણ ઘરેણું એવો અર્થ કરી શ્લેષ સાધ્યો છે.

**સોનાના ઢાંકણથી૦** સર૦

हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् । ओशावास्य० १५

**આ જગત૦** મૂળ મંત્ર — ईशावास्यमिदं सर्वं यत्किञ्च जगत्यां जगत्।

**પૃ ૯૭ લીલી નીલાશ:** નીલનો અર્થ કાળું, વાદળી, લીલું વગેરે એમ જુદા જુદા રંગો સૂચવે છે એટલે અહીં જે નીલાશ હતી તે લીલા રંગની હતી એમ સૂચવવા પુનરુક્તિના આભાસનું જોખમ વહોરીને પણ લીલી વિશેષણ વાપર્યું છે અંબરમાં કે મખમલમાં જેમ બે રંગની છટાની રમત દેખા દે છે તેમ પાણીમાં પણ અનેક વાર દેખાય છે એનું પણ સૂચન અહીં છે.

## ૨૧ ગોકર્ણની યાત્રા

**પૃ ૧૦૦ કપિલાષષ્ઠી** ભાદરવા વદ છઠ હસ્ત નક્ષત્ર વ્યતિપાત અને મંગળવાર—એ યોગવાળો દિવસ દર સાઠ વરસે આવતો દુર્લભ દિવસ

**પૃ ૧૦૧ બન્નેને કૃતાર્થ કર્યા** પાણીમાં નવરાવ્યા

**પૃ ૧૦૩ ધાવા** ધાવ ધા=દોડવું એ ઉપરથી મરાઠીમાં દેવને મદદે બોલાવવા માટે ગાયેલા પદોને ધાવા કહે છે દોડજે રે દોડજે ધાજે રે ધાજે —એવો પોકાર જેમાં હોય એવા પદો

## ૨૨ ભરતની આંખે

**પૃ ૧૦૯ अद्य मे** આજે મારી યાત્રા સફળ થઈ હું પાણીના પ્રસાદથી ધન્ય થયો મૂળમાં स्वर् प्रमाप्त હતું તે અહીં ફેરવી લીધું છે

**પૃ ૧૫૦ કારભારી ભરત** રામને બદલે એ રાજ્ય સંભાળતો હતો માટે भरणात् भरत ।

**સૂર્યવંશના જ હતા॰** એટલે એમને લડકણી નવાઈ ન હોય

## ૨૩ વેળગંગા

**પૃ ૧૧૧ વેરૂળનો લીલો કુંડ** વેરૂળને અંગ્રેજીમાં ઇલોરા કહે છે અને એ નામ જ વધારે પ્રસિદ્ધ થયું છે શિવાલયના પૂર્વેનું એ ગામ ત્યાં એક મહાકુંડ છે એને વિશે એવી દંતકથા પ્રચલિત છે કે એલિચપુરના યેલુ નામના રાજાને કોઈ એવો રોગ થયો હતો જેને લીધે તેના શરીરમાં કીડા પડી ગયા હતા ઘણા ઘણા ઉપાયો કરવા છતાં એ રોગ મટતો નહોતો આખરે તેને એવી આકાશવાણી સંભળાઈ કે તું આ તીર્થમાં સ્નાન કર એથી તારું શરીર સારું થઈ જશે તેણે તે પ્રમાણે સ્નાન કર્યું અને તેનો રોગ મટી ગયો તે જ રાજાએ વેરૂળની ગુફાઓ કોરાવવાનું શરૂ કર્યું હતું એમ પણ કહેવાય છે શિયાળામાં એ કુંડનું પાણી નીલીછમ લીલથી છવાયેલું હોય છે એટલે લીલું દેખાય છે એની ચારે કોર સુંદર પગથિયાં બાંધેલાં છે

**અપૌરુષેય** માણસને હાથે ન થઈ શકે એવી અદ્ભુત

**સીતાજીનો પ્રકૃતિસૌંદર્ય પ્રત્યેનો પક્ષપાત** રામ જ્યારે સીતાને મૂકીને વનમાં જવાની વાત કરે છે ત્યારે સીતા વનમાં કષ્ટો સહન કરવાની તૈયારી બતાવી રામ સાથે જવાને તૈયાર થાય છે અને કહે છે

> फलमूलाशना नित्यं भविष्यामि न संशयः ।
> न ते दुःखं करिष्यामि निवसन्ती त्वया सह ॥१६॥
> अग्रतस्ते गमिष्यामि भोक्ष्ये भुक्तवति त्वयि ।
> इच्छामि परतः शैलान्पल्वलानि सरांसि च ॥१७॥

द्रष्टुं गवत्र निर्भीता त्वया नाथेन धीमता ।
हसकारण्डवाकीर्णा पद्मिनी साधुपुष्पिता ॥१८॥
अिच्छय सुखिनी द्रष्टुं त्वया वीरेण सगता ।
अभिषव करिष्यामि तासु नित्यमनुव्रता ॥१९॥
सह त्वया विशालाक्ष रस्य परमनन्दिनी ।
अव वर्षसहस्राणि शत वापि त्वया सह ॥२०॥

અયોધ્યાકાડ ૨૭,૧૬-૨૦

[ હુ હમેશા ફળમૂળ ખાઈને રહીશ તમને સાથે રહીને કદી દુખી નહી કરુ હુ તમારી આગળ આગળ ચાલીશ અને તમારા ખાવા પછી ખાઈશ મને તમારી સાથે નિર્ભયપણે બધે ફરીને પર્વતો સરો અને સરોવરો જોવાની બહુ ઇચ્છા છે હસ અને કારડવોથી ભરેલા સુદર પુષ્પોવાળા સરોવર તમારી સાથે રહીને જોઈને સુખ પામવાની મને ઇચ્છા છે એ પદ્મભર્યા સરોવરોમા હું સ્નાન કરીશ, અને તેમા તમારી સાથે હુ રોજ રમીશ એમ સેકડો ખલકે હજારો વર્ષ પણ મને ક્ષણ સમાન લાગશે ]

'ઉત્તરરામચરિત મા ચિત્રદર્શન પછી સીતા પોતાનો દોહદ જણાવે છે 'મને થાય છે કે જાણે પ્રસન્ન અને ગભીર વનરાઇઓમા વિહરી, જેના જળઝીણ પાવનકારી, આનદદાયક અને શીતળ છે એવા ભગવતી ભાગીરથીમા સ્નાન કરુ ' બીજા અકમા રામ જનસ્થાન વગેરે પ્રદેશો જોઈને બોલે છે 'હા, ખરે જ, વૈદેહીને વનો ગમતા તે જ આ અરણ્યો! આથી વળી વધુ ભયાનક શું હોય?

વસીશ હુ તારી સાથે મધુગન્ધિ વનો મહી,
એમ આનદની ! એનો હતો સ્નેહ જ એહવો

ત્રીજા અકમા પણ સીતાએ પાળેના હાથીનુ, મોરનુ, કદબનુ હરિણોનુ વર્ણન આવે છે

सीतादेव्या स्वकरकलितै सल्लकीपल्लवाग्रैर्
अग्रे लोल करिकलभको य पुरा वर्धितोऽभूत् ।
वध्वा सार्धं पयसि विहरन्सोऽयमन्येन दर्पाद्
उद्दामेन द्विरदपतिना सनिपत्याभियुक्त ॥६॥

સીતાએ દે નિજ કરચૂટયા સલ્લકીપત્ર કૂણા
સામે ઊભો ગજશિશુ પુરા ઘેલુડો જે ઉછેર્યો,
પત્ની સગે જળ વિહરતા દર્પથી તેની સામે
આવી, યુદ્ધે મદભર ચઢયો અન્ય છે હસ્તીરાજ -૬

अनुदिवसम् अवर्धयत् प्रियाते
यमचिरनिर्गतमुग्धलोलबर्हम् ।
मणिमुकुट अिवोच्छिख कदम्बे
नदति स अेष वधूसख शिखण्डी ॥१८॥

દિન દિન કરી જે પ્રિયે ઉછેર્યો,
નવતર પિચ્છ ઝુલાવતો જ, તે આ
મણિમુકુટ સમો કદમ્બશૃંગે
સખી સહ મોર, શિખા પ્રમાણી, ટહુકે —૧૮

भ्रमिषु कृतपुटान्तर्मण्डलावृत्तिचक्षु—
प्रचलित चटुल भ्रू ताण्डवैर्मण्डयन्त्या ।
कर किसलय तालैर्मुग्धया नर्त्यमान
सुतमिव मनसा त्वा वत्सलेन स्मरामि ॥१९॥

ભ્રમણ તુજ મહીં ત્યાં ઘૂમતા ગોળ પક્ષ્મે
પ્રિયતમ ચતુર ભ્રૂનર્તને સોહતી રહેતા
કૂંપ સમ કરે દૈ તાલ મુગ્ધા નચાવે,
સ્મરું હું સુત સમાણો ચિત્તવાત્સલ્યથી હું. ૧૯

कतिपयकुसुमोद्गम कदम्ब
प्रियतमया परिवर्धितो य आसीत् ।
स्मरति गिरिमयूर अेष देव्या
स्वजन अिवात्र यत प्रमोदमेति ॥२०॥

કંઈક કુસુમવત આ કદંબ
પ્રિય સખીએ મુજ જે હતો ઉછેર્યો,
સ્મરી સ્વજન સમો પ્રિયા તણો, તે
પર ગિરિમોર પ્રમોદ પામતો શો ! —૨૦

नीरन्ध्र-बाल-कदली-वन-मध्यवर्ति
कान्ता सखस्य शयनीय-शिलातल ते ।
अत्र स्थिता तृणमदाद् बहुशो यदेभ्य
सीता ततो हरिणकैर् न विमुच्यते स्म ॥२१॥

આ એ જ ગાઢ કદલીવનમા તમારી,
કાન્તા જહી સુહૃદ, એહ શિલા પથારી,
સીતા તૃણો અહીથી નીરતી કંક વાર,
તેથી નથી છૂટતી તે હરિણોથી પ્રેમ. ૨૧

कर-कमल वितीर्णर् अम्बु-नीवार-शष्पैस्
तरु-शकुनि-कुरगान् मैथिली यान् अपुष्यत् ।
भवति मम विकारस् तेषु दृष्टेषु कोऽपि
द्रव इव हृदयस्य प्रस्तरोद्भेदयोग्यः ॥२५॥

કરકમલથી આપીં નીર સામો તૃણો, જે
તરુ-વિહગ-કુરંગો મૈથિલીએ ઉછેર્યાં,
નીરખી નીરખી સૌ તે પામું હુ કો વિકાર,
હૃદયદ્રવ, સુમો,—જે તોડી દે પથ્થરોય. ૨૫

**પૃ. ૧૧૨ સુવર્ણમય બનાવી દે છે:** પાકની સમૃદ્ધિ અને પાકને પીળો રંગ બંનેનુ સૂચન છે

**પૃ. ૧૧૩ જીવનમય:** જીવનનો અર્થ પાણી પણ થાય છે.

**પૃ ૧૧૪ રામરક્ષાસ્તોત્ર:** બુધ કૌશિક ઋષિએ બનાવેલુ અત્ય મનોહર અને લોકપ્રિય સ્તોત્ર.

शिरो मे राघव पातु, भालं दशरथात्मज ॥४॥
कौसल्येयो दृशौ पातु, विश्वामित्रप्रिय श्रुती ।
घ्राणं पातु मखत्राता, मुखं सौमित्रिवत्सल ॥५॥
जिह्वा विद्यानिधि पातु, कठ भरतवन्दित ।
स्कन्धौ दिव्यायुध पातु, भुजौ भग्नेशकार्मुक ॥६॥
करौ सीतापति पातु, हृदयं जामदग्न्यजित् ।
मध्य पातु खरध्वंसी, नाभिं जाम्बवदाश्रय: ॥७॥
सुग्रीवेश. कटि पातु, सक्थिनी हनुमत्प्रभु ।
ऊरू रघूत्तम पातु, रक्ष कुल-विनाशकृत् । ॥८॥
जानुनी सेतुकृत्पातु, जङ्घे दशमुखान्तकः ।
पादौ विभीषणश्रीद, पातु रामोऽखिल वपु ॥९॥

**વ્યુત્થાન:** સમાધિમાંથી ઊતરવું અને સામાન્ય સ્થિતિ પર આવવું

## ૨૪. ખેડૂત નદી થટપ્રભા

**પૃ. ૧૧૫ અમારા તરફના :** દક્ષિણ મહારાષ્ટ્રને અડીને આવેલા.
**આળોકોનું :** ખેડૂતોનું.

## ૨૫. કાશ્મીરની દૂધગંગા

**પૃ. ૧૧૬ સરોવર તોડીને :** "આજે જ્યાં કાશ્મીરનો રમણીય પ્રદેશ છે ત્યાં પુરાણકાળમાં સતીસર નામનું સુદીર્ઘ સરોવર હતું. હરમુખ પર્વત અને પીરપુંજલ વચ્ચે આ સરોવર ફેલાયેલું હતું. પાર્વતી પોતે આ સરોવરમાં વિહાર કરતાં. પણ પછી ઘણા રાક્ષસો સરોવરમાં આવી ભરાયા. તેથી દેવોએ સતીસરનો નાશ કરવાનું નક્કી કર્યું. ભગવાન કશ્યપે વરાહની ઉપાસના કરી. વરાહે સંતુષ્ટ થઈ પોતાની દાતરડી વતી પહાડમાં ખીણ પાડી અને સતીસરનું પાણી 'વરાહમૂલમ્'ની ખીણમાંથી વિતસ્તા નદીને રૂપે વહેવા લાગ્યું. વિતસ્તા તે જ જેલમ; અને 'વરાહમૂલમ્' તે બારામુલ્લા."

— જીવનનો આનંદ (આ. ૨), પૃ. ૩૪૩

**ઉપત્યકા :** ખીણ. (એમ જ અધિત્યકા એટલે ઉચ્ચ પ્રદેશ tableland)
**પૃ. ૧૧૭ સતી-કન્યા :** સતીના પ્રદેશમાં જન્મેલી માટે.

## ૨૬. સ્વર્ગની વિતસ્તા

**પૃ. ૧૧૭ 'દુનિયામાં જો કોઈ ઠેકાણે ૦** મૂળ ફારસી કડી આ પ્રમાણે છે :

અગર ફિરદૌસ બરરૂએ જમીનસ્ત,
હમીનસ્તો, હમીનસ્તો, હમીનસ્ત.

**પૃ. ૧૧૮ એને કાંઠે એક મોટી વૈભવશાળી સંસ્કૃતિ ૦** અનંતપુર આગળ એક પ્રાચીન શહેરના અવશેષો એક ટેકરા આગળ દબાઈ રહેલા હતા તે હમણાં ખોદી ખુલ્લા કરવામાં આવ્યા છે.

**ચિનાર :** ફક્ત કાશ્મીરમાં જ ઊગનાર મહાવૃક્ષ. એનાં પાંદડાં એરંડાનાં પાંદડાંના જેવાં પણ મોટાં અને ઘેરાં હોય છે.

**બુતશિકન :** [બુત = મૂર્તિ, શિકન = ભાગનાર] મૂર્તિભંજક. બુતપરસ્ત = મૂર્તિપૂજક.

**ગાઝી :** [અ.] ધર્મને માટે યુદ્ધે ચડનાર મુસલમાન. ધર્મને માટે યુદ્ધમાં ખપી જનાર તે શહીદ. સર૦ જીતે તો ગાઝી ને મરે તો શહીદ.

**પૃ. ૧૧૯ सवतः संप्लुतोदके ૦** ચારે બાજુએ પાણીની રેલ આવી હોય ત્યારે. ગીતા ૨-૪૬.

**ભૂંડના દાંત જેવું :** વરાહમૂલમ્ ઉપરથી આ ઉપમા સૂઝી લાગે છે.
**પૃ. ૧૨૦ નિર્માલ્ય :** દેવને ચડાવીને ફેંકી દીધેલાં.

**હાથ કરતાં લાંબી બાંયવાળા :** "કાશ્મીરની હવા બહુ જ ઠંડી હોય છે. . . . . . આની સામે ત્યાંના લોકોએ રમૂજી ઉપાયો યોજ્યા છે. પટ્ટુના લાંબા લાંબા ડગલા પહેરે છે, એટલું જ નહીં, પણ ડગલાની બાંય હાથની આંગળીઓ કરતાં પણ વેંત બે વેંત લાંબી રાખે છે નિશાળે જતો છોકરો એક બે ચોપડી હાથમાં લે તોપણ તે બાંયની અંદર ઢંકાઈ જાય! છોકરાને કાંઈ ખાવું હોય તોપણ બનતાં સુધી બાંયમાંથી હાથ બહાર કાઢતા નથી. ખાવાની વસ્તુ બાંયના કપડા વતી પકડીને જ પતાવી દે છે."

—'જીવનનો આનંદ' (આ ૨), પૃ. ૩૫૩

**વુલર:** કાશ્મીરનું એક વિશાળ સરોવર.

**પૃ. ૧૨૧ અર્થવાદ:** મુખ્ય વિષયને સ્પષ્ટ કરવા કે તેનું ગૌરવ બતાવવા લખેલો ભાગ, સ્તુતિ.

**સ્વર્ધુની :** [स्वर्=સ્વર્ગ+धुनी=નદી] સ્વર્ગની નદી.

## ૨૭. સેવાવ્રતા રાવી

**પૃ. ૧૨૧ શિષ્ટમંડળ:** ડેપ્યુટેશન.

**પૃ. ૧૨૨ સ્વામી રામતીર્થ:** એમનું પૂર્વાશ્રમનું નામ તીરથરામ હતું. એમનું વિસ્તૃત જીવનચરિત્ર સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલયે પ્રગટ કરેલું છે. શ્રી કાકાસાહેબની લેખક તરીકેની કારકિર્દીની શરૂઆત ત્રીસ વર્ષ ઉપર એમણે મરાઠીમાં લખેલા સ્વામી રામતીર્થના ચરિત્ર અને લેખસંગ્રહથી થઈ હતી, એ નોંધવા જેવી વાત છે.

**અર્જુનદેવ** [૧૫૬૩-૧૬૦૬]: પાચમા શીખગુરુ. આદિ ગ્રંથની રચના એમણે જ કરી. તેમાં પહેલાં થઈ ગયેલા ગુરુઓ અને અન્ય સંતોની વાણી સંગ્રહવામાં આવી છે. એમના દુશ્મનોએ બાદશાહ આગળ એવી ફરિયાદ કરી કે એ ગ્રંથમાં હિંદુ તેમ જ ઇસ્લામ ધર્મની નિંદા કરવામાં આવી છે. પણ અકબરે એના કેટલાક ભાગો જોઈ એમને છોડી મૂક્યા અને એમનું ખૂબ સન્માન કર્યું. જહાંગીરના વખતમાં એમના દુશ્મનોએ ફરી એમને વિષે ફરિયાદ કરી. જહાંગીર પોતાના પુત્ર ખુશરોને કેદ પકડવા માગતો હતો ત્યારે તે ભાગતો ભાગતો અર્જુનદેવને આશ્રયે આવ્યો હતો અને તેમણે તેને રાખ્યો હતો. એને રાજદ્રોહ ગણાવી બાદશાહ પાસે એમને બે લાખ રૂપિયાનો દંડ કરાવ્યો. એમણે દંડ ભર્યો પણ નહીં અને કોઈને ભરવા દીધો પણ નહીં. આથી એમને જેલમાં પૂરી અનેક ઘાતકી રીતે રિબાવી રિબાવીને મારી નાખવામાં આવ્યા. તલવારના જોર વગર પોતાનો પંથ ટકવાનો નથી એવું સમજીને એમણે પોતાના પુત્રને સશસ્ત્ર ગાદી ઉપર બેસવાનો અને બને તેટલું લશ્કર રાખવાનો આદેશ પાઠવ્યો. આને લીધે શીખોના ઇતિહાસને નવું જ વલણ મળ્યું.

**રણજિતસિંહ** [૧૭૮૦-૧૮૩૯] શીખોના રાજા અહમદશાહ અબ્દલ્લી પછી પંજાબ પ્રાંત પાછો શીખોના હાથમાં આવ્યો પણ તેના નાના નાના રાજ્યો પડી ગયા અને તે માહોમાંહે લડવા લાગ્યા તેર વરસની વયે ગાદીએ આવનાર રણજિતસિંહે ઓગણીસ વર્ષની વયે બધા શીખ રાજ્યોનું આધિપત્ય પોતાના હાથમાં લીધું અંગ્રેજો પણ એમનાથી ડરીને ચાલતા ૧૮૨૩માં જ્યારે એમણે પેશાવર પ્રાંત જીતી લીધો ત્યારે તે પાછો અપાવવા માટે દોસ્ત મહમદે અંગ્રેજોને ખૂબ કહ્યું હતું પણ તેમણે કશું કર્યું નહીં ૪૦ વર્ષ સુધી સતત પરિશ્રમ કરી એમણે શીખોમાં લશ્કરી તાકાત પેદા કરી હતી એમ કહેવાય છે કે જ્યારે રણજિતસિંહ અટક નદી ઓળંગીને આગળ જવા લાગ્યા ત્યારે તેમના ગુરુએ કહ્યું કે હિંદુઓને અટક ઓળંગવાની આજ્ઞા નથી, ત્યારે એમણે એવો ઉત્તર દીધો કે,

સબૈ ભૂમિ ગોપાલકી તામેં અટક કહા?
જાકે મનમેં અટક હૈ, વોહી અટક રહા

અને આખું અફઘાનિસ્તાન જીતી લીધું

**પૃ ૧૨૪ અપ્સરા** [अप=પાણી+सृ=સરવું =પાણીમાં સરનાર, વિહરનાર] ગંધર્વોની સ્ત્રી એમને પાણીમાં રમવું ખૂબ ગમે છે માટે આવું નામ પડયું છે રામાયણમાં એમની ઉત્પત્તિ આ પ્રમાણે આપી છે

अप्सु निर्मथनादेव रसात्तस्माद्वरस्त्रिय ।
उत्पेतुर्मनुजश्रेष्ठ तस्मादप्सरसोऽभवन् ।।

**ઋષિની પેઠે** દેવોના રક્ષણ માટે ઇન્દ્રનું આયુધ તૈયાર કરવા પોતાના અસ્થિ આપનાર દધીચિ ઋષિની પેઠે

**પાર્વતીય:** પર્વતમાં જન્મેલા

**परोपकाराय०** આ શરીર પરોપકાર માટે છે

## ૨૮ સ્તન્યદાયિની ચીનાબ

**પૃ ૧૨૫ જહાંગીરની વિશ્રામિતા.** પછીના વાક્યમાં સ્પષ્ટ થાય છે

**પૃ ૧૨૬ મારા જીવનની સ્મૃતિ** સને ૧૯ ૧-૨માં

## ૨૯ જમ્મુની તવી

**પૃ ૧૨૭ વિગ્રહ** યુદ્ધ છૂટું પાડવું તે

**સંધિ** સમાધાન ભેગા કરવું તે નદીની બાબતમાં પાછો અર્થ જ ઇષ્ટ છે

રાજનીતિમાં કાર્યસિદ્ધિના છ માર્ગો કહેલા છે ૧ સંધિ ૨ વિગ્રહ ૩ યાન (ચડાઈ) ૪ સ્થાન અથવા આસન (મુકામ કરવો તે) ૫ સંશ્રય (આશ્રય લેવો તે) ૬ દ્વૈધ અથવા દ્વૈધીભાવ (બેવડી રમત)

**આત્મરતિ, આત્મક્રીડ૦:** મુંડકોપનિષદમા શ્રેષ્ઠ બ્રહ્મજ્ઞનુ વર્ણન કરતા કહેલુ છે आत्मक्रीड आत्मरति क्रियावान् एष ब्रह्मविदां वरिष्ठ ॥ मुण्डक ३-१-४॥ આત્મામા ખેલનાર આત્મામા રમનાર ક્રિયાવાન પુરુષ બ્રહ્મજ્ઞોમા શ્રેષ્ઠ છે

आत्मन्येव० ગીતાના નીચેના શ્લોક ઉપરથી

यस्त्वात्मरतिरेव स्यात् आत्मतृप्तश्च मानव ।
आत्मन्येव च सतुष्ट तस्य कार्यं न विद्यते ॥ ३-१७

[જે મનુષ્ય આત્મામા જ રમનારો છે, જે તેથી જ તૃપ્ત રહે છે અને તેમા જ સતોષ માને છે તેને કાઈ કરવાપણુ નથી હોતુ ]

## ૩૦ સિંધુનો વિષાદ

**પૃ. ૧૨૮ માનદંડ.** માપવાનો દડ, ગજ મહાકવિ કાલિદાસના 'કુમારસભવ' મહાકાવ્યના પહેલા શ્લોકમા હિમાલય માટે આ શબ્દ વાપર્યો છે

अस्त्युत्तरस्या दिशि देवतात्मा हिमालयो नाम नगाधिराज ।
पूर्वापरौ तोयनिधीवगाह्य स्थित पृथिव्याम् इव मानदण्ड ॥

[ઉત્તર દિશામા દેવોનો જેમા વાસ છે એવો હિમાલય નામે નગાધિરાજ પૃથ્વીને માપવાના ગજની પેઠે પૂર્વ અને પશ્ચિમ સાગરમા નાહતો ઊભો છે ]

**આકાઈ:** આ શબ્દના બે અર્થ થાય છે એમા એની ખૂબી રહેલી છે.

**પંજાબની પાચ નદીઓ·** જેલમ, ચીનાબ, રાવી, બિયાસ અને સતલજ.

**યુક્ત પ્રાંતની પાંચ નદીઓ.** ગગા, યમુના, ગોમતી, સરયૂ ચબલ

**અતિભારતીય:** કેવળ ભારતમા જ નહી, પણ તેની સીમા બહાર પણ વહેતી એ બને નદીઓ ભારતવર્ષની બહારથી ભારતમા આવે છે, એટલે કે ભારતવર્ષની સીમાને અતિક્રમીને=વટાવીને વહે છે માટે તેમને અતિ-ભારતીય કહી છે

**વૈદિક સપ્તસિંધુ:** વેદમા જેમનો ઉલ્લેખ છે એવી સાત નદીઓ, વિતસ્તા (જેલમ), અસિક્ની કે ચદ્રભાગા (ચીનાબ), પરુષ્ણી કે ઇરાવતી (રાવી), શતદ્રુ (સતલજ), વિપાશા (બિયાસ, વ્યાસ), સિંધુ અને સરસ્વતી

**પ્રાચીન આર્યો. આફતમાં આવી પડયા:** હિંદ ઉપર થયેલા લગભગ બધા જ હુમલા એ દિશામાથી થયા હતા

**પૃ ૧૨૯ પરોપનિસદી·** અફઘાનિસ્તાનના ગ્રીક ભાષામા અફઘાનિસ્તાનને 'પરોપનિસદ' કહે છે

**યવન:** આ શબ્દ Ionian Greeksના પ્રથમ શબ્દ ઉપરથી આવ્યો છે.

**બાલ્હીક·** બલ્ખ, બકિટ્રયા બા હીક શબ્દ વેદમા આવ્યો છે

**શાસ્ત્રીય સરહદ** લશ્કરી દષ્ટિએ વિચારતા હિંદના સરક્ષણ માટ જરૂરી લાગતી આક્રમકોને ફાવતુ આવે એવુ Strategic frontierનુ એક નવુ તૂત આજકાલ નીકળ્યુ છે

**રાણી સેમીરામીસ** [ઈ સ પૂર્વે ૮૦૦ની આસપાસ]: અસીરિયાની પુરાણપ્રસિદ્ધ રાણી બાબિલોન એણે સ્થાપ્યુ હતુ એમ કહેવાય છે નિનેવેહના સ્થાપનાર એના પતિ નીનસ કરતા પણ એ વધુ પરાક્રમી હતી એમ મનાય છે બાળપણમા એને એની માતાએ તજી દીધી હતી અને કબૂતરોએ ઉછેરી હતી. પહેલા એ નીનસના એક સેનાપતિને પરણી હતી પણ પાછળથી નીનસની નજર એના ઉપર ઠરતા એના પતિએ આપઘાત કર્યો અને એ નીનસને પરણી, અને તેના પછી એ જ ગાદીએ આવી ઉત્તરવયમા એણે પોતાના પુત્રને ગાદીએ બેસાડયો હતો

**ફારસ** : ઈરાન.

**સુવર્ણકરભાર** : ઈ સ પૂર્વે છઠ્ઠા સૈકામા ઈરાનના શાહેનશાહ પહેલા દરાયસે સિંધ કબજે કર્યુ હતુ અને તેની પાસે વાર્ષિક ૧૮૫ હંડરવેટ (=૫૧૫૫ મણ) સોનાની ખડણી લીધી હતી, તેનો અહી ઉલ્લેખ છે

**સુએચી**: ઈ સ પૂર્વે પહેલા સૈકાની આસપાસમા શકોને ઉત્તર હિંદમાથી દક્ષિણમા હાકી કાઢી ત્યા સામ્રાજ્ય સ્થાપનાર મધ્ય એશિયાના કુશાન લોકો એમાના ઘણાખરાએ બૌદ્ધ અને કેટલાકે હિંદુ ધર્મ સ્વીકારી લીધો હતો વિખ્યાત બૌદ્ધ સમ્રાટ કનિષ્ક જાતે કુશાન હતો કુશાન સામ્રાજ્યના જાહોજલાલીના દિવસોમા એનો વિસ્તાર એટલો હતો કે એમા પશ્ચિમ એશિયાના બુખારા અને અફઘાનિસ્તાન, મધ્ય એશિયાના કાશગર, યારકદ અને ખોતાન તેમ જ હિંદના કાશ્મીર, પંજાબ અને પૂર્વમા બનારસ સુધીનો તથા દક્ષિણમા વિંધ્ય સુધીનો બધો પ્રદેશ આવી જતો હતો

**હૂણ**: ઈ. સ ના પાચમા છઠ્ઠા સૈકામા હિંદ ઉપર ઉપરાઉપરી હુમલા કરી માળવા, સિંધ, અને સરહદ પ્રાતમા રાજ્ય જમાવનાર શ્વેત હૂણો એ લોકોએ જ યુરોપમા પણ એટિલાની સરદારી હેઠળ જબરો કેર વર્તાવ્યો હતો અહી પણ એમના કેરથી ત્રાસીને આખરે આર્યાવર્તના બધા રાજાઓ બાલાદિત્ય અને યશોધર્માની સરદારી હેઠળ એકઠા થયા અને તેમણે હૂણ રાજા મિહિરગુલને હરાવીને કેદ પકડયા ત્યાર પછી થોડા વર્ષો બાદ એ હુમલા અટકયા હૂણોનુ રાજ્ય હિંદમા અર્ધા સૈકા સુધી રહ્યુ હતુ

**ગિલગિટ**: શ્રીનગરની વાયવ્યે ૧૨૫ માઈલ ઉપર ૪૮૯૦ ફૂટની ઊંચાઈએ આવેલુ એ નામના જિલ્લાનુ મુખ્ય મથક. એની આસપાસ બૌદ્ધ અવશેષો આવેલા છે અંગ્રેજીમા એને 'ગિલગિટ' કહે છે

**ચિત્રાલ :** વાયવ્ય પ્રાંતમાં આવેલું એ નામના રાજ્યનું મુખ્ય શહેર
**સ્વાત** પંજકોરાને મળતી એક નાની નદી
**સફેદ કોહ** - પર્વતનું નામ કોહ = પર્વત સર૦ કોહ-ઇ-નૂર = તેજનો પર્વત
**ઑર્ક્રિયા** બ ખ

**પૂ ૧૩૦ કર્નલ યંગહસ્બંડ :** સર ફ્રાંસિસ એડવર્ડ યંગહસ્બંડ [૧૮૬૩–] પંજાબમાં મરી ખાતે જન્મ અને એંગ્લોઇન્ડિયન ૧૮૮૨માં લશ્કરમાં જોડાયો ૧૮૯૦માં પોલિટિકલ ખાતામાં બદલી થઈ ૧૮૮૬માં મંચૂરિયામાં શોધખોળ કરી ૧૮૮૭માં ચિનાઈ તુર્કસ્તાનને રસ્તે પેકિંગથી હિંદુસ્તાન સુધીનો પ્રવાસ કર્યો ૧૮૯૩–૪ ચિત્રાલમાં પોલિટિકલ એજન્ટ ૧૮૯૫માં ચિત્રાલની લડાઈ વખતે 'ટાઇમ્સ'ના ખબરપત્રી તરીકે કામ કર્યું. ૧૯૦૩–૪માં બ્રિટિશ મંડળ સાથે લ્હાસા ગયા પૂર્વના દેશો વિષે અનેક પુસ્તકો લખ્યા છે રૉયલ જ્યૉગ્રાફિકલ સોસાયટીના પ્રમુખ ૧૯૧

વિસ્તૃત જીવન માટે જુઓ 'ફ્રાંસિસ યંગહસ્બંડ, એક્સ્પ્લોરર ઍન્ડ મિસ્ટિક'—જ્યૉર્જ સીવર

**અમીર અમાનુલ્લાખાં** હિંદમાં રૉલેટ બિલ સામે પ્રચંડ આંદોલન જાગ્યું હતું તે જ અરસામાં ૧૯૧૯ના એપ્રિલમાં અફઘાનિસ્તાનના અમીરે હિંદ ઉપર કરેલી ચડાઈનો અહીં ઉલ્લેખ છે દસ જ દિવસમાં અફઘાનોની સખત હાર થઈ અને તેમણે સુલેહની માગણી કરી લંબાણ વાટાઘાટો પછી ૮મી ઑગસ્ટે રાવળપિંડી ખાતે સુલેહના કરારો ઉપર સહી થઈ.

**ઉનાળાની ઘેલછામાં** - એ વખતે ઉનાળો હતો અને કામ અવિચારી હતું માટે ઉનાળાની ગરમીમાં હુમલો કરશું તો અંગ્રેજો ટકી શકવાના નથી એવી અમીરની ગણતરી હતી પણ તે ખોટી ઠરી અને અંગ્રેજોએ એ સાહસને 'મિડ સમર મૅડનેસ'નું નામ આપ્યું

**પરમ દિવસે** મરાઠી પ્રયોગ ગુજરાતીમાં પેલે દિવસે કહીએ છીએ

**કોહાટની ક્રૂરતા.** ૧૯૨૪ના સપ્ટેમ્બરની ૯મી તથા ૧૦મી તારીખે કોહાટમાં બનેલા બનાવોનો અહીં ઉલ્લેખ છે ધર્માંતર અને અપહરણોને કારણે ત્યાં વાતાવરણ તંગ તો હતું જ, તેવામાં ત્યાંની સનાતન ધર્મ સભાના મંત્રીએ એક ચોપાનિયું પ્રગટ કર્યું જેને લીધે મુસલમાનોની લાગણી ખૂબ ઉશ્કેરાઈ તરત જ હિંદુઓએ જાહેર રીતે દિલગીરી વ્યક્ત કરી તથા ચોપાનિયાની બાકીની નકલો જાહેરમાં બાળી નાખી તેમ છતાં મુસલમાનોને સંતોષ થયો નહીં અને તેમણે સરકારને સખત પગલાં લેવા દબાણ કર્યું રાતે મસીદમાં ભેગા થઈ કેસરિયાં કરવાના કસમ લીધા સ્વામીએ સનાતન સભાના મંત્રીને બારે જામીન ઉપર મુકદ્દમાના દિવસ પહેલાં જ છોડવામાં આવ્યા અને તોફાન શરૂ થયું એની શરૂઆત કેવી રીતે થઈ એ વિષે મતભેદ છે પણ શરૂ થયા

૧ડી સામસામા ગોળીબાર થયા આખા હિંદુ મહોલ્લાને આગ લગાડવામા આવી, પોલીસે અને લશ્કરે પણ ગોળીબાર કર્યા અને એ બધાને પરિણામે જાનમાલનુ પારાવાર નુકસાન થયુ બધા હિંદુઓને સગ્ગી રક્ષણ હેઠળ કેન્ટોનમેન્ટમા અને ત્યાથી તેમની માગ ાથી રાવળપિંડી લઈ જઈને રાખવામા આવ્યા બેલગામ મહાસભાએ આ સબધમા કરેલા ઠરાવમા હિંદુઓને એવી સલાહ આપી હતી કે કોહાટના મુસલમાનો તેમને માનપૂર્વક પાછા બોલાવે અને તેમના જાનમાલની સલામતીની ખાતરી આપે તો જ તેમણે પાછા જવુ

**કુરમ :** સુલેમાન પર્વતમાથી નીકળી સિંધુને મળતી નદી વૈદિક નામ ક્રુમુ

**ડેરા ઇસ્માઈલખાન :** લાહોરની પશ્ચિમે ૧૨૫ માઈલ ઉપર આવેલુ વાયવ્ય સરહદ પ્રાતનુ શહેર અહીંથી ગોમલઘાટ મારફતે અફઘાનિસ્તાન સાથે વેપાર ચાલે છે સુતરાઉ કાપડ અને વેલપત્તીના કામ માટે પ્રસિદ્ધ છે

**ડેરા ગાઝીખાન :** ભાગલપુરની વાયવ્યે ૭૦ માઈલ ઉપર આવેલુ પત્તનનુ શહેર સિંધુની રેલથી એને પારાવાર નુકસાન થતુ હતુ, તેથી ૧૮ ૧મા પથ્થરનો બધ બાધવામા આવ્યો હતો અહીંની કેટલીક મસીદો પ્રખ્યાત છે.

**લાહોરનો વૈભવ :** અકબર અને તેના વશજોના જમાનામા લાહોરની જાહોજલાલી ઘણી હતી વઝીરખાનની મસ્જિદ, જામી મસ્જિદ શીશ મહાલ, રણજિતસિંહની મહેલાતો અને શહેર બહાર શાહદરામા આવેલી શહેનશાહ જહાગીરની કબર અને શાલીમાર બાગ આજે પણ એની સાખ પૂરે છે

**વ્યાસ :** બિયાસ, વિપાશા વસિષ્ઠ મુનિના સો પુત્રોને રાક્ષસ ખાઈ ગયો એટલે તેઓ પુત્રશોકથી વિહ્વળ થઈ જઈને દેહત્યાગ કરવાના ઇરાદાથી જાતે બધાઈને એ નદીમા પડ્યા હતા, પરતુ એણે તેમને વિપાશ એટલે કે પાશમુક્ત કર્યા હતા તેથી એ વિપાશા નામે ઓળખાય છે

**त्यागाय संभृतार्थानाम् :** 'રઘુવશ' કાવ્યની શરૂઆતમા મહાકવિ કાલીદાસ રઘુઓનુ વર્ણન કરતા તેમની અનેક વિશેષતાઓ ગણાવે છે તેમાની આ એક છે જેઓ ત્યાગ=દાન માટે સભૃત અર્થ=ધન ભેગુ કરનારા છે, એવા રઘુઓના વશની કીર્તિ હુ ગાવા ઇચ્છુ છુ

**એમાથી ગમે તેટલુ ૦** 'વાહ' એટલે કે નહેરના રૂપમા

**ઉદારતા :** પહાડાઈ?

**શેહરી શરીફ :** મક્કા શરીફ પેઠે જ્યા મોટા કે હજરત ઓલિયાના કબરસ્તાન હોય તે સ્થાનના નામ આગળ શરીફ એવુ આદરસૂચક બિરુદ લગાડવામા આવે છે

**પૃ. ૨૩૧ પિટર્સબર્ગ :** રશિયાની પશ્ચિમી રાજધાની એને સેંટ પિટર્સબર્ગ પણ કહેતા ત્યાર પછી પેટ્રોગ્રાડ થયુ અને આજે એને લેનિનગ્રાડ કહે છે

**મચરર :** જુઓ 'મચરરની જીવનવિભૂતિ , ં ૧૩૨

**જયદ્રથના કાળમાં :** મહાભારત કાળમા જયદ્રથ સિંધુ દેશનો રાજા હતો

**દાહિર .** [ ૬૪૫–૭૧૨ ] સિંધનો બ્રાહ્મણ રાજા જચ્ચનો પુત્ર સિંધ પ્રાંતને અડીને આવેલા ખિલાફતના પ્રાંતના સૂબેદાર હજ્જાજને એણે અનેક વાર હરાવ્યો હતો ત્યાર પછી મહમદ બિન કાસમ નામના સત્તર વર્ષના સેના પતિને એની સામે મોકલવામા આવ્યો હતો તેની સામેના યુદ્ધમા એનો હાથી ભડકવાને પરિણામે એ માર્યો ગયો, એનુ લશ્કર ભાગી ગયુ અને ત્યારથી મુસલમાનોએ હિંદમા પ્રવેશ કર્યો. એની રાણી લાદી સાથે મહમદે લગ્ન કર્યાં. અને એની બે કુવારી પુત્રીઓને ખલીફાને નજરાણામા મોકલી આપી

**જચ્ચ :** [ ૪૯૭–૬૩૭ ] ઉપર કહેલા દાહિરનો પિતા એના વંશનો ઇતિહાસ ફારસીમા લખાયેલ 'ચચનામા'મા મળે છે એ ભારે શૂર હતો. એણે પોતાના રાજ્યની હદ ઠેઠ કાશ્મીર સુધી પહોચાડી હતી. એ મૂળ તો સિંધના આરોર ગામના અગ્નિહોત્રી બ્રાહ્મણ શૈલજનો પુત્ર હતો શરૂઆતમા એ સિંધના રાજાના મંત્રીનો કારકુન થયો અને પછી ચડતો ચડતો પહેલા વડો પ્રધાન અને પછીથી રાજા થયો અને રાણી સાથે પરણ્યો બ્રાહ્મણાબાદના લુહાણા રાજાને ખંડિયો બનાવી ત્યાના બૌદ્ધ ધર્મીઓ ઉપર એણે કરડો અમલ ચલાવ્યો હતો

**અનાચાર :** સિંધના એક બ્રાહ્મણ રાજાને જ્યોતિષિએ કહ્યુ કે તારી બહેનનો દીકરો તારુ રાજ્ય પડાવશે. એટલે એના ઉપાય તરીકે એણે પોતાની બહેન જોડે જ લગ્ન કર્યા ! બીજા રાજાએ એક સતી ઉપર અત્યાચાર કરેલો આ બ્રાહ્મણ રાજાઓના ત્રાસથી લોકો એવા ત્રાસી ગયા હતા કે મહમદ બિન કાસમને જાટ અને મેદ લોકોએ જ ખૂબ મદદ કરી હતી

**મહંમદ બિન કાસિમ .** સિંધ પ્રાંત જીતી ખિલાફતમા સામેલ કરનાર કિશોર સેનાપતિ દાહિર સાથેના યુદ્ધ બાદ એણે તેની બે પુત્રીઓને ખલીફા વલીદને નજરાણા તરીકે મોકલી આપી હતી એમાની એક સાથે લગ્ન કરવાની ખલીફાએ ઇચ્છા વ્યક્ત કરી ત્યારે તેમણે એવુ કહ્યુ કે મહમદે અમને ભ્રષ્ટ કરેલી છે એટલે અમે એ માનને લાયક નથી આથી ખલીફાએ ચિડાઈને મહમદને એવો હુકમ ફરમાવ્યો કે નિમત મળે તારે ગાયના ચામડામા સિવાઈને મારી સામે રજૂ થવુ મહંમદે ખલીફાની આજ્ઞા અક્ષરશ પાળી સિવાયા પછી બીજે દિવસે તે મરણ પામ્યો જ્યારે તેનુ શબ

આ હાલતમાં રજૂ થયુ ત્યારે છોકરીઓએ ખલીફાને સાચી વાત જણાવી કે અમે તો અમારા વંશનુ વેર લેવા માટે જૂઠું બોલી હતી. ખલીફે એ બન્નેને પણ ગરદન મરાવી.

**સર ચાર્લ્સ નેપિયર:** [૧૭૮૨-૧૮૫૩] ૧૮૦૮માં સ્પેનમાં મૂર લોકો સામે લડેલો, અને કોરુનામાં કેદ પકડાયેલો. ૧૮૧૩માં અમેરિકા સામે લડેલો. ૧૮૧૫માં નેપોલિયન સામે લડેલો. કવિ બાયરનનો એ મિત્ર હતો. ૧૮૪૧માં હિંદ આવ્યો. ૧૮૪૨માં સિંધના લશ્કરની આગેવાની લીધી, અને એ જ વર્ષને અંતે ઇમામગઢના કિલ્લાનો કબજો લીધો. ૧૮૫૪માં મિયાણીનુ યુદ્ધ જીત્યો. મીરપુરના શેરમોહમદને હરાવી ભગાડી મૂક્યો. ૧૮૪૪-૪૫માં સિંધની પહાડી જાતિઓને તાબે કરી. ૧૮૪૭માં સિંધ સરકારમાંથી છૂટો થયો. ૧૮૪૯માં હિંદનો સર સેનાપતિ થયો. ડેલહાઉસી સાથે મતભેદ થતાં રાજીનામુ આપી ઘેર ગયો. ૧૮૫૩માં અવસાન. અન્યાયથી સિંધ કબજે કર્યા પછી આ સિપાઈએ રિપોર્ટ કર્યો 'I have sinned (sind)' મે સિંધ કબજે કર્યું છે.

**પૃ ૧૩૨ તરફ્વી:** પેગીલો

**રેલને ઘોડા કે હાથીની ઉપમા.** નદીમાં જ્યારે એકદમ મોટુ પૂર આવે છે, પાણી જ્યારે ઘોડાની પેઠે ધસતુ આવે છે ત્યારે તેને ઘોડાપૂર કહે છે, અને એ પૂરનો મોખરાનો ભાગ પાણીની ભીંત રૂપે આગળ ધસતો હોય છે, તેને ઘોડો કહે છે. ઘોડા જેટલુ ઊંચુ પૂર તે ઘોડાપૂર, અને હાથી જેટલુ ઊંચુ પૂર તે હાથીપૂર અથવા ઘોડાને તાણી જાય તે ઘોડાપૂર અને હાથીને તાણી જાય તે હાથી પૂર—એવી કંઈક કલ્પના આ નામો પાછળ હોવી જોઈએ.

**તાગઓ:** તરનારાઓ

**સુહિણી:** એ એક ધનવાન કુંભારની દીકરી હતી. બુખારાનો એક ખાનદાન મોગલ યુવાન મેહાર એના પ્રેમમાં પડ્યો હતો. અને એને મળી શકાય માટે વેશપલટો કરીને એના બાપને ત્યાં નોકર રહ્યો હતો. બંને વચ્ચે પ્રેમગાઢ બંધાવા લાગ્યો. પણ એ એના પિતાને શી રીતે રુચે? આથી તેણે મેહારને છૂટો કર્યો. તે સિંધુને સામે કાંઠે જઈ રહ્યો. સુહિણી રોજ રાતે માટીના ઘડાને આધારે સિંધુ તરીને મેહારને મળવા જતી. આ વાતની જાણ થતાં જ એક દિવસ રાતે એના ઘડાને ઠેકાણે કાચો ઘડો મૂકવામાં આવ્યો. એ તો પ્રેમની મસ્તીમાં ઘડો લઈને સિંધુમાં પડી. પણ થોડે જતાં જ ઘડો ઓગળવા લાગ્યો અને એણે મેહારને સાદ પાડ્યા. સામે કાંઠેથી તે એને બચાવવા દોડ્યો તો ખરો પણ બચાવી ન શક્યા અને બંને પ્રેમીઓ ભેગાં જળસમાધિ પામ્યાં. જુઓ લેખકની વાર્તા 'સની કે કુલટા'—'પ્રેમ કથાઓ' પ્રકાશક વોરા ઍન્ડ કંપની.

## ૩૧. મંચરની ઉવનવિભૂતિ

પૃ૦ ૧૩૩ દિશો ન જાને૦ : હુ નથી દિશા જાણતો, નથી શાંતિ પામતો. જિદાનીમ્૦ : હવે હુ શાંત થયો છુ અને ઠેકાણે આવ્યો છુ

પૃ ૧૩૪ સ્વપ્નસૃષ્ટિ પર : ખાધુ પીધુ ને રાજ્ય કીધુ એમ કહેવાય છે તેમ કહેવા માટે અહી સ્વપ્નસૃષ્ટિનો આશરો લેવો પડ્યો છે નિદ્રા લીધી આ જ પ્રયોગ હિમાલયના પ્રવાસમા પણ આવે છે.

ઘટમાળ : રેંટ

પૃ ૧૩૫ અજગરોની ઉપાસના કરતા હતા : અજગર ભારે આળસુ ગણાય છે તે ઉપરથી આળસની ઉપાસના કરતા હતા એવો અર્થ

રૈહાના બહેન : શ્રી અબ્બાસ તૈયબજીના પુત્રી ભક્તહૃદયી અને સુકંઠ ગાયિકા એમનુ 'Heart of a Gopi' એ પુસ્તક પ્રખ્યાત છે એનુ ભાષાંતર ફ્રેંચ તથા પોલિશ ભાષામા પણ થયુ છે હિંદીમા 'ગોપીહૃદય' તરીકે પ્રસિદ્ધ થયુ છે. ગુજરાતીમા શ્રી બ ક ઠાકોરે એનો પદ્યાનુવાદ 'ગોપીહૃદય' એ નામે કર્યો છે

પૃ ૧૩૭ મંઘો : મકાનમા હવા લેવા માટે મકાનને મથાળે રખાતુ ચોરસ ભુંગળુ તે મંઘ

## ૩૨ મોજાંઓનો તાંડવયોગ

પૃ. ૧૩૯ તરફવાળી સતાર : તંતુવાદ્યના મુખ્ય તારની નીચે ઝંકાર માટે રખાતા તારનો સમૂહ તે તરફ

વપ્રક્રીડા : શીંગડા કે દંતૂશળ વગેરે વડે જમીન ખોદી નાખવાની રમત તે વપ્રક્રીડા મેઘદૂતમા એનો ઉલ્લેખ આવે છે

तस्मिन्नद्रौ कतिचिदबला विप्रयुक्त स कामी
नीत्वा मासान् कनकवलयभ्रशरिक्तप्रकोष्ठ ।
आषाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानु
वप्रक्रीडापरिणतगजप्रेक्षणीय ददर्श ॥

પૃ ૧૪૦ અમર્ષ : તિરસ્કાર અથવા અપમાનથી જન્મેલો સ્થિર ક્રોધ કાવ્યશાસ્ત્રમા એની વ્યાખ્યા આ પ્રમાણે આપી છે अधिक्षेपापमानादेरमर्षोऽभिनिविष्टता । ભારવિ કવિના 'કિરાતાર્જુનીય' કાવ્યમા દૂતમુખે દુર્યોધનની રાજનીતિના વખાણ સાભળી દ્રૌપદી ઊકળી ઊઠે છે અને યુધિષ્ઠિરને કહે છે કે

अमर्षशून्येन जनस्य जन्तुना
न जातहार्देन न विद्विषादर ॥ १, ३३

[ જેનામા અમર્ષ નથી તેવા જનનો સ્નેહીઓ આદર કરતા નથી તેમ શત્રુઓ પણ આદર કરતા નથી ]

**શિવ-તાંડવ-સ્તોત્ર** : કવિ રાવણનુ લખેલુ આ સ્તોત્ર પ્રસિદ્ધ છે જુઓ ‘જેમનો વેધ’નુ ટિપ્પણ પૃ ૨૮૯

**પ્રમાણિકા અને પંચચામર** સંસ્કૃતના આ બે લોકપ્રિય અને અત્યંત સહેલા છંદો છે પ્રમાણિકાના બે પદ મળીને એક પંચચામર થાય એને નારાચ પણ કહે છે

प्रमाणिकापदद्वयम् वदेत पञ्चचामरम् ।

લગાલગા લગાલગા એ પ્રમાણિકાનુ એક ચરણ છે

**પુષ્પદંત** : એક ગંધર્વ અને શિવગણ શિવમહિમ્નસ્તોત્રનો કર્તા વાયવ્ય દિશાના દિગ્ગજનુ નામ પણ પુષ્પદંત છે ‘કથા સરિત્સાગર’મા પુષ્પદંતની કથા આવે છે

**ગોમુત્રિકાબંધ** ચિત્રકાવ્યનો એક પ્રકાર ગુણાકાર સંજ્ઞાઓ ઉપર નીચે ચારે કોર દોરેલી હોય ત્યારે જેવી આકૃતિ થાય તેવી આકૃતિનો બંધ

**શ્રાવણ-ભાદરવો** : રાજમહેલમા પાણીનો પ્રવાહ વહેતો કર્યો હોય અને વચમા એનો નાનકડા પથરા પરથી વહેતો ધોધ કર્યો હોય ત્યારે એ ધોધને શ્રાવણ-ભાદરવો કહે છે

**પૃ ૧૪૧ ઓઝોન** : સ્વચ્છ હવામા ઓક્સિજન અને નાઇટ્રોજનનુ જે પ્રમાણ હોય છે એના કરતા જ્યારે ઓક્સિજન વધારે હોય ત્યારે એને ઓઝોન કહે છે ક્ષય રોગથી પીડાતા લોકો માટે ઓઝોન લાભદાયી ગણાય છે

## ૩૩ સિંધુ પછી ગંગા

**પૃ ૧૪૩ સૌવીર દેશ** . સિંધ અને મારવાડના સીમાડા ઉપર આવેલો પ્રદેશ

**પૃ ૧૪૫ સદાકત આશ્રમ** : [ સદાકત = સત્ય + આશ્રમ ] બિહારના જાણીતા દેશભક્ત મઝહરુલ હક સાહેબે એની સ્થાપના ૧૯૨૦–૨૧ના અરસામા કરી હતી

**પૃ ૧૪૮ रसो वै सः** તે નિશ્ચય રસ છે — તૈત્તિરીય૦ ૨–૭

તૈત્તિરીયોપનિષદમા બ્રહ્મનુ વર્ણન કરતાં આ વચન વપરાયેલુ છે

विषया ० દેહધારી નિરાહારી રહે છે ત્યારે તેના વિષયો મોળા પડે છે પરંતુ રસ નથી જતો, તે રસ તો ઈશ્વર-સાક્ષાત્કાર થવાથી શમે છે ગીતા ૨–૫૯

**પૃ ૧૪૯ કૈંકર્ય** : [ કિંકર = (નોકર) + ય ] નોકરપણુ નોકરી

**પૃ ૧૫૦ ॐ पूर्णमदः** : આ પૂર્ણ છે તે પૂર્ણ છે, પૂર્ણમાથી પૂર્ણ પ્રગટે છે પૂર્ણમાથી પૂર્ણ લેતા પૂર્ણ શેષ રહે છે

આ શાંતિમંત્ર ઈશાવાસ્યોપનિષદના પ્રારંભમા આવે છે

## ૩૪. નદી પર નહેર

**પૃ. ૧૫૦ 'રાખી':** રાખડી. હિંદી અને બંગાળીમાં એ શબ્દ પ્રચલિત છે.

**રૂડકી:** અહીં ઇજનેરી કૉલેજ છે.

**द्वौ जायन्तयोः स्थितिः** કલિકાળમાં પહેલો અને છેલ્લો એ બે જ વર્ણનું અસ્તિત્વ છે. સંસ્કારલોપને કારણે ક્ષત્રિય અને વૈશ્ય શૂદ્ર જેવા બન્યા છે. એટલે હવે બ્રાહ્મણ અને શૂદ્ર એ બે જ વર્ણ બાકી રહ્યા છે, એવી વાત દક્ષિણમાં ફેલાવવામાં આવી છે.

**દ્વિજત્વ:** જે લોકોને જનોઈ લઈ આ જન્મમાં જ બીજો જન્મ લેવાનો અધિકાર છે તે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય ત્રણે દ્વિજ કહેવાય છે. ।

जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते

**ગોરક્ષનાથ:** અયોધ્યા પાસે જયશ્રી નગરીમાં સદ્‌બોધ નામે બ્રાહ્મણને સદ્‌વૃત્તિ નામે સ્ત્રી હતી એક વખત મત્સ્યેન્દ્રનાથ ભિક્ષા નિમિત્તે તેમને ત્યાં આવી ચડ્યા. સાધુપુરુષ જાણી સ્ત્રીએ પોતાને સંતાન નહોતું એ વાત કાઢી, એટલે તેમણે તેને ભભૂતિ આપી પણ પ્રસાદ તરીકે લેવાને બદલે તેણે ઉકરડે નાખી દીધી બાર વરસ પછી મત્સ્યેન્દ્રનાથ પાછા આવ્યા અને 'છોકરો ક્યાં છે?' એમ પૂછ્યું. સદ્‌વૃત્તિએ સાચી વાત કહી દીધી એટલે મત્સ્યેન્દ્રનાથે ઉકરડા આગળ જઈને 'અલખ' કરીને બૂમ પાડી એટલે 'આદેશ' એવો સામો જવાબ દેતી ગોરક્ષનાથની બાળમૂર્તિ બહાર આવી ગોરક્ષનાથને અયોનિજ કહે છે તે આ જ કારણે. ગોરક્ષનાથ ગુરુ પાસે રહી બધી વિદ્યા શીખ્યા. મત્સ્યેન્દ્રનાથ યોગી તેમ જ ભોગી પણ હતા, પરંતુ ગોરક્ષનાથનો વૈરાગ્ય અગ્નિ જેવો પ્રખર હતો સિંહલદ્વીપની પ્રમીલારાણીના મોહપાશમાંથી મત્સ્યેન્દ્રનાથને ગોરક્ષનાથે જ છોડાવ્યા હતા તેઓ યોગી, શિવોપાસક, અદ્વૈતવાદી, અને કીમિયાગાર તરીકે પ્રસિદ્ધ છે. તેમના મઠ બંગાળ, પંજાબ, નેપાળ, કાઠિયાવાડ, મહારાષ્ટ્ર, સિંહલદ્વીપ વગેરે ઘણે સ્થળે આવેલા છે.

મત્સ્યેન્દ્રનાથ અને ગોરક્ષનાથ નેપાળના ગુરખા લોકોના દેવ છે ગોરક્ષનાથ ઉપરથી જ એ લોકોનું નામ ગુરખા પડ્યું છે

નેપાળમાં બૌદ્ધોનો મહાયાન પંથ ચાલતો હતો તેને ગોરક્ષનાથે જબરી શિકસ્ત આપી હતી અને ત્યાંના લોકોમાં શિવની ઉપાસના પ્રચલિત કરી હતી ગોરખનાથના સમયનો નિર્ણય થઈ શક્યો નથી

### ૩૬ બિહારની ગંડકી

**પૃ ૧૫૫ ગંડકી** બિહારમાં બે નદી ગંડકી નામ ધરાવે છે લેખકે જોયેલી મુઝફ્ફરપુર પાસેની ગંડકી તે વૃદ્ધ અથવા નાની ગંડકી બીજી મોટી ગંડકી

**બાણ:** એક ખાસ જાતના લંબગોળ પથ્થર, શિવલિંગ

**બૌદ્ધ જગતના બે છેડા:** નર્મદા અને ગંડકી વચ્ચે બૌદ્ધ જગત સમાયેલું હતું

**માંડલિક નદીઓ:** પાણીરૂપી કર ભરનારી નદીઓ, એને મળનારી નદીઓ

**જનક:** જનક વિદેહી એઓ એટલા બધા અનાસક્ત હતા કે જ્યારે એમની રાજધાની બળતી હતી ત્યારે પણ તેઓ વિચલિત થયા નહોતા

**પૃ ૧૫૬ અષ્ટાંગિક માર્ગ** ભગવાન બુદ્ધ ઉપદેશેલા આર્ય અષ્ટાંગિક માર્ગનાં આઠ અંગો આ પ્રમાણે છે ૧. સમ્યક્ દૃષ્ટિ, ૨ સમ્યક્ સંકલ્પ, ૩. સમ્યક્ વાચા, ૪ સમ્યક્ કર્માંત, ૫ સમ્યક્ આજીવ, ૬ સમ્યક્ વ્યાયામ, ૭ સમ્યક્ સ્મૃતિ, ૮. સમ્યક્ સમાધિ વિશેષ સ્પષ્ટીકરણ માટે જુઓ 'બુદ્ધચરિત' પૃ ૧૧૮-૨૦

**માર.** માણસની સદ્વાસનાનો નાશ કરનાર, બૌદ્ધધર્મમા કલ્પેલી આસુરી સંપત્તિની અધિષ્ઠાત્રી વ્યક્તિ, સેતાન

### ૩૭ ગયાની ફલ્ગુ

**પૃ ૧૫૬ સીતાનો શાપ** પ્રસંગ એવો છે કે, એક વાર રામ સીતા અને લક્ષ્મણ ફરતા ફરતા ફલ્ગુને તીરે આવી પહોચ્યા ત્યા રામને એકાએક યાદ આવ્યુ કે આજે મારે પિતૃશ્રાદ્ધનો દિવસ છે આથી તેમણે લક્ષ્મણને ગામમા સામગ્રી લેવા મોકલ્યા લક્ષ્મણને આવતા વાર લાગી એટલે રામ પોતે ગામમા ગયા પણ ત્યા તો શ્રાદ્ધનુ મુહૂર્ત વહી જવા લાગ્યુ એટલે સીતાએ નાહીધોઈને જે કઈ વસ્તુ હાજર હતી તે વડે પોતાના પતિને બદલે પોતે તેમના પિતૃઓને પિંડદાન કર્યું અને પિતૃઓ ભારે સંતોષપૂર્વક હાથ લબાવીને પિંડ લઈ ગયા જતી વખતે સીતાએ તેમને કહ્યુ આપ લોકો જાતે પિંડ લઈ ગયા છો એ વાત મારા પતિ શી રીતે માનશે?' ત્યારે આકાશવાણી થઈ કે, 'તુ સાક્ષી રાખ' આથી સીતાએ ફલ્ગુ નદી ગાય, અગ્નિ અને કેવડાને સાક્ષી રાખ્યા

ત્યાર પછી રામલક્ષ્મણ બધી સામગ્રી લઈને આવી પહોચ્યા અને તેમણે સીતાને ચરુ તૈયાર કરવા કહ્યુ પણ સીતા કશુ બોલ્યા નહી, તેમ ચરુ પણ તૈયાર કર્યો નહી. આખરે રામે પૂછ્યુ ત્યારે તેમણે બધી વાત માંડીને કહી સંભળાવી પણ રામલક્ષ્મણને વિશ્વાસ આવ્યો નહી ત્યારે સીતાએ ફલ્ગુ નદી વગેરે સાક્ષીઓનો હવાલો આપ્યો, પણ તેમણે બધાએ કહ્યુ કે અમે એમાનુ કશુ જાણતા નથી એટલે નિરુપાયે સીતાએ ફરી ચરુ તૈયાર કર્યો અને રામે પિંડદાન માટે પિતૃઓને આહ્વાન કર્યું તે વખતે આકાશવાણી થઈ કે જાનકીએ અમને તૃપ્ત કર્યા છે પણ રામે એ માન્યુ નહી એટલે બીજી વાર આકાશવાણી થઈ તેનાથી પણ રામને સંતોષ ન થયો એટલે સૂર્યે જાતે આવીને સાક્ષી પૂરી ત્યારે રામને ખાતરી થઈ

આમ સાક્ષી હોવા છતા વાત છુપાવી એટલે સીતાએ એ ચારેને આ પ્રમાણે શાપ આપ્યા 'ફલ્ગુ તુ પાતાળમા રહેશે કેવડા તુ શિવને અગ્રાહ્ય થઈશ ગાય, તારુ મો અપવિત્ર લેખાશે અને પૂછડુ પવિત્ર લેખાશે અગ્નિ તુ સર્વભક્ષક થશે'—'શિવપુરાણ' અધ્યાય ૩૦

**ચરુ :** પિંડ માટેનો રાધેલો ભાત

**પૃ ૧૫૭ શ્રી ગદાધરનું મંદિર** નદીના પટથી ઘણી ઊંચાઈએ આવેલુ છે એટલે એના પૌરાણિક માહાત્મ્ય માટે 'હિ૦ પ્ર૦ પ્રકરણ ૪૪ જુઓ

**બોધિગયા.** જ્યા બુદ્ધને બોધિ=જ્ઞાન પ્રાપ્ત થયુ હતુ તે સ્થાન જુઓ, 'હિ૦ પ્ર૦' પ્રકરણ ૫૫

## ૩૮. ગરજતો શોણભદ્ર

**પૃ ૧૫૭ અગ શોણ** ‘ સ્વચ્છ જળવાળો, અગાધ તેમ જ ભાઠાથી શોભતો એવો આ શોણ છે હે બ્રહ્મન્, આપણે કયે રસ્તે થઈને પાર જઈશુ?” એમ રામચદ્રે પૂછ્યુ ત્યારે વિશ્વામિત્રે કહ્યુ — “જે રસ્તે થઈને મહર્ષિઓ જાય છે તે મે બતાવેલો માર્ગ આ રહ્યો ”

**ક્ષત્રિય ગુરુશિષ્ય** ક્ષત્રિયોના ગુરુ ઘણે ભાગે બ્રાહ્મણ જ રહેતા પણ અહી તો ગુરુ વિશ્વામિત્ર પોતે પણ મૂળે ક્ષત્રિય હતા

**પૃ ૧૫૮ પીવર કાય** ભરેલા શરીરવાળો, પુષ્ટ

**ગજેન્દ્ર ગ્રાહ** હાહા અને હુહુ નામે બે ગંધર્વો હતા સગીતવિદ્યામા કોણ ચડી જાય એ વિષે બને વચ્ચે વાદ જાગ્યો એટલે તેમણે ઇન્દ્ર પાસે જઈને પોતાની કળા બતાવી ઇન્દ્રે કહ્યુ કે તમારા બેમા કોણ ચડે એનો નિર્ણય દેવલ ઋષિ સિવાય કોઈ આપી શકે એમ નથી આથી તેઓ ઋષિ પાસે ગયા અને ગાવા લાગ્યા પણ ઋષિ ધ્યાનમા હતા અને કશુ બોલ્યા નહી એટલે આ તો જડ છે, કશું સમજતો નથી એમ માની તેમણે ઋષિનુ અપમાન કર્યું આથી ઋષિએ તેમને શાપ દીધો કે તમે મૃત્યુલોકમા અવતરશો. પણ પછી તેમની વિનતી ઉપરથી એવો ઉ શાપ આપ્યો કે હરિ તમારો ઉદ્ધાર કરશે આમ એ બને અનુક્રમે ગજેન્દ્ર અને ગ્રાહ (મગર) રૂપે પૃથ્વી ઉપર અવતર્યા એક વાર ગજેન્દ્ર ધરામા જળક્રીડા માટે ઊતર્યો ત્યા ગ્રાહે તેને પગ પકડીને ખેચવા માડ્યો ગજેન્દ્રે ખૂબ પ્રયત્ન કર્યો પણ તેનુ કશું ચાલ્યુ નહી અને તે ઊડા પાણીમા ઘસડાતો જ ગયો અતે જ્યારે તલપુર સૂઢ બાકી રહી ત્યારે તેણે ઈશ્વરની સ્તુતિ કરી એટલે ગરુડવાહન હરિએ આવીને એ બનેનો ઉદ્ધાર કર્યો આ કથા પચરત્ન ગીતામા આવતા ગજેન્દ્રમોક્ષમા મળે છે (અનેક વર્ષો ઉપર લેખકે Tug of war માટે ‘ગજગ્રાહ’ એ શબ્દ ગુજરાતીમા પ્રચલિત કર્યો હતો )

**સિંધુ અને બ્રહ્મપુત્ર** બ્રહ્મપુત્રાનુ ખરુ નામ ‘બ્રહ્મપુત્ર’ છે અગ્રેજી (રોમન) લિપિને કારણે આ ગોટાળો થયો લાગે છે લેખકે આ પુસ્તકમા બને રૂપ વાપર્યાં છે.

**ક્યાં જાઉં૦.** કાલિદાસે શોણનો આ ભાવ એક ઉપમામા બરાબર વાપર્યો છે ઇન્દુમતીનો સ્વયવર થઈ ગયા પછી નાસીપાસ થયેલા રાજાઓ અજનો માર્ગ રોકે છે ત્યારે અજ એ રાજાઓની સેના ઉપર ધસી જાય છે તેને ભાગીરથી ઉપર ધસી જતા ઊછળતા તરગોવાળા શોણની ઉપમા આપી છે

तस्या स रक्षार्थम् अनल्पयोध
आदिश्य पित्र्य सचिव कुमार ।

प्रत्यग्रहीत् पार्थिव-वाहिनी ता
भागीरथी शोण इवोत्तरंग । रघु० ७–३६

नाल्पे सुखमस्ति, यो वै भूमा तत्सुखम् । 'થોડામાં સુખ નથી, જે ભૂમા — આખા વિશ્વને સમાવી લે એવું વિશાળ છે તે જ સુખરૂપ છે.' (છાંદોગ્ય ૭–૨૩)

**આરોઃ** સંસ્કૃતમાં तीर्थ = આરો. Ford.

## ૩૯. તેરદાળનું મૃગજળ

**પૃ. ૧૫૯ જમખંડીઃ** દક્ષિણ મહારાષ્ટ્રનું એક દેશી રાજ્ય અને તેનું મુખ્ય શહેર.

**તેરદાળઃ** અહીંનો કિલ્લો ખૂબ મજબૂત ગણાતો.

## ૪૦. ચર્મણ્વતી ચંબલ

**પૃ ૧૬૧ રંતિદેવઃ** ભરતથી છઠ્ઠી પેઢીએ થયેલો સૂર્યવંશી રાજા. મહાભારતમાં એની વાર્તા બે વાર આવી છે. મેઘદૂતમાં પણ એનો ઉલ્લેખ આવે છે.

**હેકેટોમઃ** (शत सुक्ष यज्ञ) જેમાં ૧૦૦ બળદોની આહુતિ આપવામાં આવતી એવો ગ્રીક લોકોનો યજ્ઞ.

**ભૂદેવોનેઃ** બ્રાહ્મણોને. અગ્નિ અને બ્રાહ્મણ દેવોના મુખ ગણાય છે. તેમણે ખાધેલું દેવોને પહોંચે છે.

## ૪૧. નદીનું સરોવર

**પૃ. ૧૬૩ ભેલાતાલ૦** તાલ એટલે તળાવ. સર૦ નૈનીતાલ.

**હિમાલયની માફી માગીને:** કારણ, ત્યાં એ નામની એક નદી છે.

**પૃ. ૧૬૪ મહારાજ પુલકેશીઃ** વાતાપી વંશનો રાજા. ૬ઠ્ઠી સદીના મધ્ય ભાગમાં એણે મહારાષ્ટ્રના નાના નાનાં રાજ્યોને ભેગાં કરી એક સામ્રાજ્ય સ્થાપ્યું હતું અને અશ્વમેધયજ્ઞ સુધ્ધાં કર્યો હતો. એના પુત્ર કીર્તિવર્માએ પિતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું અને તેમાં અંગવંગ અને મગધનો ઉમેરો કર્યો. ઈ. સ. ૬૦૯માં જ્યારે બીજો પુલકેશી ગાદીએ આવ્યો ત્યારે એ ચાલુક્ય સામ્રાજ્ય વિંધ્યથી માંડીને દક્ષિણમાં પલ્લવ સામ્રાજ્ય સુધી વિસ્તરેલું હતું. એણે માળવા, ગુર્જરો અને કલિંગોને તાબે કર્યાં અને સૌથી મોટું પરાક્રમ તો એ કર્યું કે મહારાજ હર્ષ દક્ષિણ ઉપર ચડી આવતો હતો તેને રોક્યો અને હરાવ્યો (ઈ. સ. ૬૩૬). હર્ષે પણ પાછા જવામાં જ ડહાપણ માન્યું. પુલ્કેશી = પુલિકેશી, દક્ષિણની ભાષામાં પુલિ અથવા હુલિ એટલે વાઘ. વાઘની યાદ જેવા જેના કેશ છે એવો

**લાવણ્યઃ** [लवण + य] મીઠાશ, સુંદરતા.

**અલૂણું :** [અ + લૂણ] બેસ્વાદ, અસુંદર, વિરૂપી.
**અનાવિલ :** કાદવ વિનાની સ્વચ્છ.

**પૃ. ૧૬૫ દશાર્ણ :** વિન્ધ્યાચળની દક્ષિણપૂર્વમાં આવેલો દેશ. દશ + ઋણ (દુર્ગ) જેમાં છે એવો. નદીનું નામ દશાર્ણા. મેઘદૂતમાં એનો ઉલ્લેખ આવે છે.

पाण्डुच्छायोपवनवृतयः केतकैः सूचिभिन्नैर्-
नीडारम्भैर्गृहबलिभुजाम् आकुलग्रामचैत्या ।
त्वय्यासन्ने परिणतफलश्याम-जम्बुवनान्ता
सपत्स्यन्ते कतिपयदिनस्थायिहंसा दशार्णा ॥ २३ ॥

**વેત્રવતી :** માળવાની એક નદી, બેતવા. મેઘદૂતમાં એનો ઉલ્લેખ આવે છે.

तेषां दिक्षु प्रथित-विदिशा-लक्षणां राजधानी
गत्वा सद्यः फलम् अविकलम् कामुकत्वस्य लब्ध्वा ।
तीरोपान्त-स्तनित-सुभगं पास्यसि स्वादु यस्मात्
सभ्रूभङ्गं मुखम् इव पयो वेत्रवत्याश् चलोर्मि ॥ २४ ॥

## ૪૨. નિશીથ-યાત્રા

**પૃ. ૧૬૬ સબિન્દુસિન્ધુ°** શ્રી શંકરાચાર્ય વિરચિત 'નર્મદાસ્તોત્ર'માંનાં આ વચનો છે. એ જ સ્તોત્રમાં નીચેનો શ્લોક આવે છે જેમાં નર્મદાને 'શર્મદા' કહેલી છે.

त्वदम्बुलीन दीनमीन दिव्य सम्प्रदायकं
कलौ मलौघभारहारि सर्वतीर्थनायकम् ।
सुमत्स्य-कच्छ-नक्रचक्र-चक्रवाक-शर्मदे
त्वदीयपादपङ्कजं नमामि देवि नर्मदे ॥

**પૃ. ૧૬૮ મારી જાત કાગડાની :** કાગડો કદી એકલો ખાતો નથી. બીજા કાગડાઓને બોલાવે જ છે. અહીં તો લેખકનું નામ 'કાકા' છે તે પણ ખરું.

**પૃ. ૧૭૫ નાન્તઃપ્રજ્ઞં°** માંડુક્યોપનિષદમાં તુરીય રૂપના વર્ણનમાં આ વચનો આવે છે. એનો અર્થ — તે અંતઃપ્રજ્ઞ નથી, બહિષ્પ્રજ્ઞ નથી, ઉભયતઃપ્રજ્ઞ નથી, પ્રજ્ઞાનઘન નથી, પ્રજ્ઞ નથી, અપ્રજ્ઞ નથી.

## ૪૩. ધુંવાંધાર

**પૃ. ૧૭૮ ધારધુંવા :** મૂળ શબ્દના બંને ખરા આમાં સચવાય છે પણ મૂળનો ઘોષ સચવાતો નથી એ હાનિ ગણાય.

પૃ. ૧૮૨ पूषन्नेकर्ष० અને ॐ क्रतो स्मर कृतं स्मर :

पूषन्नेकर्षे यम सूर्य प्राजापत्य ! व्यूह रश्मीन्, समूह ।
तेजो, यत्ते रूप कल्याणतम तत्ते पश्यामि
योऽसावसौ पुरुष सोऽहमस्मि ॥१६॥
वायुर् अनिलम् अमृतम् अथद भस्मान्तं शरीरम् ।
—ॐ क्रतो स्मर कृतं स्मर, क्रतो स्मर कृतं स्मर ॥१७॥

[હે જગત્પોષક સૂર્ય, હે એકાકી ગમન કરનાર હે યમ (સસારનુ નિયમન કરનાર), હે સૂર્ય (પ્રાણ અને રસનુ શોષણ કરનાર), હે પ્રજાપતિ નદન, તુ પોતાના કિરણો સમેટી લે તેજ એકત્ર કર તારું જે અતિશય કલ્યાણમય રૂપ છે તે હુ જોઉ છુ સૂર્યમડળમા રહેલો એ જે પેલો પુરુષ છે તે હુ છુ

હવે મારા પ્રાણ સર્વાત્મક વાયુરૂપ સૂત્રાત્માને પામો અને આ શરીર ભસ્મશેષ થઈ જાઓ હે મારા સકલ્પાત્મક મન, હવે તુ સ્મરણ કર, પોતાના કરેલાને યાદ કર, હવે તુ સ્મરણ કર, પોતાના કરેલાને યાદ કર ]

**પૃ. ૧૮૩ ચંદ્રગુપ્ત અને સમુદ્રગુપ્ત :** ચદ્રગુપ્તની પુત્રી પ્રભાવતી વાકાટક વશમા પરણી હતી અને તેણે ઘણા વરસ સુધી પોતાના પુત્રને બદલે રાજ્યકારભાર સભાળ્યો હતો તે વખતે ચદ્રગુપ્તે ખાસ માણસો મોકલ્યા હતા તેનો અહી ઉલ્લેખ છે સમુદ્રગુપ્તની વિજયયાત્રામા આ પ્રદેશ પણ સમાઈ જતો હતો

**કલચુરી :** વાકાટક સામ્રાજ્યના પતન પછી જે અનેક નાના નાના સ્વતત્ર રાજ્યો ઊભા થયા તેમા ઉત્તર મહારાષ્ટ્રના કલચુરીઓનુ રાજ્ય પણ હતુ. એની રાજધાની જ્યા આપણી સન ૧૯૩૮ની મહાસભા મળી હતી તે ત્રિપુરીમા હતી.

**વાકાટક :** વાકાટકોનુ સામ્રાજ્ય મધ્ય હિદના વરાડ પ્રાતમા આશરે ઈ. સ ૨૨૫થી ૫૪૦ સુધી અસ્તિત્વમા હતુ છઠ્ઠા સૈકાનો પહેલો દસકો એ એનો સૌથી વધુ જાહોજલાલીનો કાળ હતો. તે વખતે લગભગ આખુ હૈદરાબાદનુ રાજ્ય, મુબઈનુ મહારાષ્ટ્ર, વરાડ અને મધ્ય હિદનો ઘણોખરો ભાગ એમા સમાઈ જતો હતો વળી, ઉત્તર કોકણ, ગુજરાત, માળવા છત્તીસગઢ અને આધ્ર ઉપર પણ એની આણ વર્તતી હતી. એ વખતે હિદમા બીજુ કોઈ સામ્રાજ્ય એટલુ વિશાળ કે બળવાન નહોતુ

આ લેખ સાથે શ્રી રા. વિ પાઠકનો 'ધુવાધાર અને ભેડાઘાટ' લેખ જોવો 'મનોવિહાર', પૃ ૧૦૦.

## ૪૪. શિવનાથ અને ઈબ

**પૃ. ૧૮૩ મલિક કફૂર :** અલાઉદ્દીન ખિલજીનો પ્રીતિપાત્ર ખોજો. એણે દક્ષિણના રાજ્યો જીતવામા ભારે પરાક્રમ બતાવ્યુ હતુ અને ત્યાંના લોકો ઉપર અત્યાચાર પણ પુષ્કળ કર્યા હતા. ઈ. સ. ૧૩૧૦માં એણે હોયસળ સામ્રાજ્યના પાટનગર દ્વારસમુદ્ર અથવા હળેબીડને ઘેરો ઘાલ્યો, અને લૂટ્યુ.

**કાલા પહાડ :** બગાળના નવાબ સુલેમાન કિરાણીનો અને પછી તેના પુત્ર દાઉદનો સેનાપતિ. પૂર્વમા આસામ, પશ્ચિમમાં કાશી અને દક્ષિણમા ઓરિસ્સા એટલા પ્રદેશમા જેટલા પ્રસિદ્ધ હિદુ દેવાલયો હતા તેમાથી કોઈ એના હાથમાથી બચવા પામ્યુ નહોતુ કોઈને ભાગી નાખ્યુ, કોઈને તોડી નાખ્યુ, તો કોઈને ધૂળ ભેગુ કરી નાખ્યુ. જગન્નાથની મૂર્તિ એણે બાળીને સમુદ્રમા ફેકી દીધી હતી. હિદુઓ ઉપર એણે જાત જાતના અત્યાચારો ગુજાર્યા હતા. કેટલાક કહે છે કે એ પહેલા બ્રાહ્મણ હતો અને કોઈ નવાબકન્યાના પ્રેમમા પડી મુસલમાન થયો હતો. મુસલમાન ઇતિહાસોમા એને પઠાણ જણાવેલો છે. ૧૫૬૫મા તેણે ઓરિસ્સા જીત્યુ હતુ. ૧૫૮૦મા એનુ મરણ થયુ હતુ.

**પૃ. ૧૮૬ નામરૂપનો ત્યાગ કરવાથી જ૦ :** સભારો —

यथा नद्य: स्यन्दमाना: समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान् नामरूपाद् विमुक्त परात्परं पुरुषम् उपैति दिव्यम् ।

मुण्डकोपनिषद् ३–२–८

[જેવી રીતે નિરંતર વહેતી નદીઓ પોતાના નામરૂપનો ત્યાગ કરીને સમુદ્રમા અસ્ત પામી જાય છે તેવી રીતે વિદ્વાન નામરૂપથી મુક્ત થઈને પરાત્પર દિવ્ય પુરુષને પામે છે.]

**સર્વ મહત્ત્વં૦** જે કુળમા બધા મોટાઈ ઇચ્છતા હોય તે કુળ નાશ પામે છે. જે રાષ્ટ્રમાં બધા જ નેતા થઈ બેસે છે તે રાષ્ટ્ર નાશ પામવાનુ જ.

## ૪૫. દુર્દૈવી શિવનાથ

**પૃ. ૧૮૭ રાક્ષસ પદ્ધતિ :** કન્યાનાં સગાને મારીને અથવા યુદ્ધમાં હરાવીને બળજબરીએ કન્યાને હરી જઈ લગ્ન કરવા તે રાક્ષસ પદ્ધતિના લગ્ન કહેવાય. લગ્ન આઠ પ્રકારનાં ગણાય છે ૧. બ્રાહ્મ, ૨. દૈવ, ૩. આર્ષ, ૪. પ્રાજાપત્ય ૫. ગાધર્વ, ૬. આસુર, ૭. રાક્ષસ, ૮. પિશાચ

## ૪૬. અબરી ઈબ

**પૃ. ૧૮૮ કવિઓનો૦** ઓછુ અને અસ્પષ્ટ

## ૪૭ તેંદુલા અને સુખા

**પૃ. ૧૯૦ વ્યંજન :** શાક, ચટણી

**પૃ. ૧૯૨ यद् भावि૦** જે થવાનું હોય તે થાઓ.

## ૪૮ મહત્ત્વધારા

પૃ ૧૯૪ આચાર્ય રામદેવ સ્વામી શ્રદ્ધાનંદના મદદનીશ હરદ્વાર ગુરુકુળના આચાર્ય

પૃ ૧૯૬ ધબધબતોઃ ધબધબ અવાજ કરતો આ તથા પછીના પાના ઉપર આવતુ 'ટપપે છે' એ બને નામ ક્રિયાપદો લેખકે નવા બનાવ્યા છે

## ૪૯ રત્ન કે સરોવર

પૃ ૨૦૨ सर्वम् समाप्नोषि० તુ બધાને આવરી રહ્યો છે એટલે તુ સર્વ છે ગીતા, ૧૧-૪૦

## ૫૦. ચાંદીપુર

૨૦૩ મહાશ્વેતા બાણની વિખ્યાત કથા 'કાદબરી'ની નાયિકાની સખી

કાદબરી બાણની કથાની નાયિકા કાદબરીનો મૂળ અર્થ છે મદ્ય સુરા.

સિકતાસ્થલિ સિકતા=રેતી સ્થલી = દૃઢ ભૂમિ રેતીની દૃઢભૂમિ

પૃ ૨૦૪ મદાલસા શ્રી જમનાલાલ બજાજની પુત્રી

પૃ. ૨૦૫ आपो नारा० પાણીને नारा કહ્યુ છે અને તે નર અર્થાત્ પરમાત્માથી જન્મ્યુ છે એ પાણી પહેલા તેનુ એટલે પરમાત્માનુ અયન એટલે કે નિવાસસ્થાન હતુ તેથી (પરમાત્માને) નારાયણ (નારા=પાણીમા જેનુ અયન=નિવાસસ્થાન છે એવા) કહેવામા આવ્યા છે મનુસ્મૃતિ, ૧-૧૦

પૃ ૨૦૬ પ્રથમ પ્રભાત૦ આ પંક્તિ કવિવર રવીન્દ્રનાથના વિખ્યાત રાષ્ટ્રગીત 'અયિ ભુવનમનોમોહિનિ માથી લીધેલી છે એ આખુ ગીત આ પ્રમાણે છે

અયિ ભુવન મનોમોહિનિ
અયિ નિર્મલસૂર્ય કરોજ્જ્વલ ધરણિ
  જનકજનનીજનનિ — અયિ૦

નીલસિંધુ જલ ધૌત ચરણતલ
અનિલવિકંપિત-શ્યામલ અંચલ
અંબરચુંબિત-ભાલહિમાચલ
  શુભ્રતુષારકિરીટિનિ — અયિ૦

પ્રથમ પ્રભાત ઉદય તવ ગગને
પ્રથમ સામરવ તવ તપોવને
પ્રથમ પ્રચારિત તવ વનભવને
  જ્ઞાન ધર્મ કત કાવ્યકાહિની — અયિ૦

ચિર કલ્યાણમયી તુમિ ધન્ય,
દેશવિદેશે વિતરિછ અન્ન,
જાહ્નવી જમુનાવિગલિત કરુણા
પુણ્ય પીયૂષસ્તન્ય-વાહિનિ. — અચિ૦

**ઉન્વેલેણુ માલ:** બૉમ્બ, સુરંગ વગેરે

## ૫૧. સાર્વભૌમ ભરતી-ઓટ

**પૃ. ૨૦૯ સુગત.** એ પણ બુદ્ધ ભગવાનનુ જ એક નામ છે (વિશિષ્ટ મિશન માટે આવેલા તે તથાગત, અને બધા સંકલ્પો અને સંસ્કારોનો નાશ કરી નિર્વાણ સુધી ગયેલા તે સુગત.

## ૫૨. કરાંચી જતાં

**પૃ. ૨૦૯ અનુરાધા, કૃષ્ણચંદ્ર** અનુરાધા નક્ષત્ર, કૃષ્ણપક્ષનો ચંદ્ર. રાધા અને કૃષ્ણ એ શબ્દોનો લેખકે સારો લાભ લીધો છે.

## ૫૩. દક્ષિણને છેડે

**પૃ. ૨૧૧ ધનુષ્કોટી:** ધનુષમા જે દોરી હોય છે તેને કહે છે ગ્યા, અને વાસનો કે ગજવેલનો જે વાંકદાર ભાગ હોય છે તેને કહે છે કોટી. ધનુષ્કોટીમા બે સમુદ્ર વચ્ચે જમીનનો જે ભાગ ફેલાયેલો છે તે લાંબી ક્ષ જેવો અથવા ધનુષની કોટી જેવો વાંકવાળો અથવા કમાનદાર છે. તેથી એ સ્થાનનુ નામ ધનુષ્કોટી પડ્યુ છે.

**રત્નાકર અને મહોદધિ:** બન્નેનો અર્થ એક જ છે. સમુદ્ર. એની સમજૂતી આગળ પૃ. ૨૧૨ ઉપર આવશે.

**પ્રશસ્ત:** મૂળ અર્થ છે કલ્યાણમય, શુભ, કુશળ પ્રશંસાપાત્ર એવો પણ એનો અર્થ થાય છે. અહીં, આ બને અર્થો ઘટી શકે છે. મરાઠીમા અને બંગાળીમા એનો અર્થ પહોળુ, વિશાળ એવો પણ થાય છે.

**પૃ. ૨૧૨ आत्मनि अप्रत्यय:** આતમમા એટલે કે પોતામા વિશ્વાસ વગરની. बलवदपि शिक्षितानां आत्मनि अप्रत्ययं चेतः । શાકુન્તલ.

**પૃ. ૨૧૩ કાબડેશ્વર:** મોટો દાબડો.

कोटश्च क्रीडायते: કોટ અથવા નગર પણ ક્રીડા જેવું થઈ જાય છે.

**ભૂમિકા:** બે સમુદ્ર વચ્ચે ઊભા રહેવા માટે જમીન હતી તેને ઉદ્દેશીને આ શબ્દ અહીં વાપર્યો છે. અલ્પાર્થે क પ્રત્યય લાગે છે તેનો પણ એમને લાભ મળ્યો છે.

**પૃ. ૨૧૪ 'રઘુવંશ'માં લખેલું વર્ણન:** ૧૩મા સર્ગમા રાવણનો વધ કરી સીતાને લઈને રામ પુષ્પક વિમાનમા અયોધ્યા પાછા ફરે છે ત્યારે લંકાથી નીકળતા જ સાગર ઉપર થઈને જતા પંદરેક શ્લોકમા સાગરનુ વર્ણન કરે છે.

वैदेहि पश्यामलयाद्विभक्तं मत्सेतुना फेनिलमम्बुराशिम् ।
छायापथेनेव शरत्प्रसन्नम् आकाशमाविष्कृतचारुतारम् ॥२॥

गर्भं दधत्यर्कमरीचयोऽस्माद् विवृद्धिमत्रादनुवते वसूनि ।
अविन्धन वह्निमसौ बिभर्ति प्रह्लादन ज्योतिरजन्यनेन ॥ ४॥

ता तामवस्था प्रतिपद्यमान स्थित दश व्याप्य दिशो महिम्ना ।
विष्णोरिवास्यानवधारणीयम् ईदृक्तया रूपमियत्तया वा ॥ ५ ॥

ससत्वमादाय नदीमुखाम्भ. समीलयन्तो विवृताननत्वात् ।
अमी शिरोभिस्तिमय सरन्ध्रैरूर्ध्वं वितन्वन्ति जलप्रवाहान् ॥ १०

मातङ्गनक्रै महसोत्पतद्भिर्भिन्नान्द्विधा पश्य समुद्रफेनान् ।
कपोलससर्पितया य येपा व्रजन्ति कर्णक्षणचामरत्वम् ॥ ११ ॥

वेलानिलाय प्रसृता भुजङ्गा महोर्मिविस्फूर्जथुनिर्विशेषाः ।
सूर्यांशुसपर्कसमृद्धरागैर्व्यज्यन्त अेते मणिभि. फणस्थैः ॥१२ ॥

तवाधरस्पर्धिषु विद्रुमेषु पर्यस्तमेतत्सरसोर्मिवेगात् ।
ऊर्ध्वांकुरप्रोतमुख कथचित् क्लेशादपक्रामति शङ्खयूथम् ॥ १३ ॥

प्रवृत्तमात्रेण पयांसि पातुम् आवर्तवेगभ्रमता घनेन ।
आभाति भूयिष्ठमय समुद्रः प्रमथ्यमानो गिरिणेव भूयः ॥ १४ ॥

दूरादयश्चक्रनिभस्य तन्वी तमालतालीवनराजिनीला ।
आभाति वेला लवणाम्बुराशे-र्धारानिबद्धेव कलङ्करेखा ॥ १५ ॥

वेलानिल. केतकरेणुभिस्ते सभावयत्याननमायताक्षि ।
मामक्षम मण्डनकालहानेर्वेत्तीव विम्बाधरबद्धतृष्णम् ॥ १६ ॥

अेते वयं सैकतभिन्नशुक्तिपर्यस्तमुक्तापटल पयोधेः ।
प्राप्ता मुहूर्तेन विमानवेगात् कूल फलावर्जितपूगमालम् ॥ १७ ॥

હે વૈદેહી, છાયાપથથી બે ભાગમાં વહેંચાઈ ગયેલા પ્રસન્ન અને સું
તારાવાળા શરદના આકાશ જેવો મારા સેતુએ બે ભાગમા વહેંચી નાખે
મલય સુધી ફેલાયેલો આ ફેનિલ સાગર જો.

એમાંથી જ સૂર્યનાં કિરણો વૃષ્ટિ માટે જળ લે છે, અહીં ધન વૃદ્ધિ પા
છે, એ જ વડવાગ્નિને પાણીરૂપી ઈંધણા પૂરા પાડે છે, અને આહ્લાદક ચ
એમાથી જ જન્મ્યો છે.

ભિન્ન ભિન્ન અવસ્થાને ધારણ કરતા અને પોતાના મહિમાથી દશે દિશાને વ્યાપી વળેલા આ સાગરનું રૂપ વૈવિધ્ય અને વિશાળતાની દૃષ્ટિએ વિષ્ણુના જેવું અવર્ણનીય છે.

પેલા તિમિઓ ખુલ્લા મોમાં માછલાં વગેરેવાળું નદીના મુખમાંનું પાણી લઈને મોં બંધ કરી દે છે અને પછી માથામાંના છિદ્રમાથી પાણીના ફુવારા ઉડાવે છે.

માતંગ મગરોના એકાએક કૂદવાથી બે ભાગમાં વહેંચાઈ જતુ સાગરનું ફીણ તેમના કપોલને થનાતા ક્ષણને માટે એમના કર્ણોના ચામર જેવું બની જાય છે.

કાંઠાના વાયુનું ભક્ષણ કરવા બહાર નીકળેલા અને મોટા મોજાઓને કારણે સ્પષ્ટ ન દેખાતા ભુજંગો સૂર્યના કિરણોના સંપર્કને લીધે જેમની લાલી વધી છે એવા ફણાના મણિઓ વડે દેખાઈ આવે છે.

તારા અધરની સરસાઈ કરતા પરવાળાના ઊંચા ફણગાઓમાં મોજાંના વેગથી ભેરવાઈ ગયેલા શંખો મહામહેનને પાછા છૂટા થાય છે.

સાગરનુ પાણી પીવાની શરૂઆત કરતાં વંટોળિયાથી ભમવા માંડેલા મેઘને કારણે સમુદ્ર પાછો મંદરાચલથી મથાતો હોય એવો લાગે છે.

લોખંડના ચક્ર જેવા સાગરનો તમાલ તાલની વનરાજિથી નીલો કિનારો દૂરથી ચક્ર ઉપર કલંકરેખા હોય એવો દેખાય છે.

તારા બિંબાધરમાં જેની તૃષ્ણા છે એવો હુ શણગારનો વિલંબ સહી નહીં શકુ એમ જાણીને કાંઠા ઉપરથી આવતો પવન, હે વિશાલાક્ષી, કેતકીની રેણુ વડે તારા વદનને શણગારે છે.

વિમાનના વેગને લીધે આપણે જોતજોતામા જેની રેતીમાં ફાટેલી છીપોમાથી મોતી વેરાયેલાં છે અને જ્યાં ફલોથી લચી પડેલી પૂગમાલાઓ છે એવા સાગરના કાંઠા ઉપર આવી પહોચ્યા.

પર્વત परमाणौ ચ૦ એનુ પૂર્વપદ આ પ્રમાણે છે: क्वय॰ कालिदासाद्या. कवयो वयमप्यमी આખા શ્લોકનો અર્થ આ પ્રમાણે થાય છે: કાલિદાસ વગેરે પણ કવિઓ અને આ અમે પણ કવિઓ. પર્વતમા અને પરમાણુમા સમાન એવુ પદાર્થત્વ રહેલુ છે. આ શ્લોક કાલિદાસનો હોવાનો સંભવ નથી.

**પૃ. ૨૧૪ વાનર-યૂથ-મુખ્યો:** સભાગે હનુમાનની સ્તુતિનો શ્લોક:

मनोजवं मारुततुल्यवेगं
जितेन्द्रियं बुद्धिमतां वरिष्ठं ।
वातात्मजं वानरयूथमुख्यं
श्रीरामदूतं मनसा स्मरामि ।। – रामरक्षा स्तोत्र

**સાંપરાયઃ** મરણ પછીની સ્થિતિ. કઠોપનિષદમા નચિકેતાએ યમરાજને સાંપરાય વિષે પૂછ્યુ છે.

**પૃ. ૨૧૬ સુદયે સવિતાઃ** ઉદય સમયે સૂર્ય લાલ હોય છે અને અસ્ત વખતે પણ લાલ હોય છે મોટા માણસો સંપત્તિમા તેમજ વિપત્તિમા એકરૂપ રહે છે.

**પૃ. ૨૧૭ મયૂખ :** મયૂખ=ખીલો બ કિરણ એકઠા થવાથી જે આકાર થાય છે તે. અંગ્રેજીમા એને 'પેનસિલ ઑવ રેઝ' કહે છે.

**અગસ્તિ મહારાજ :** આર્યોની સંસ્કૃતિ દક્ષિણમા ફેલાવતા વિંધ્યને વીંધીને જનાર ઋષિ. આ અસાધારણ તપોબળવાળા ઋષિ મિત્રાવરુણના પુત્ર હતા. ઘડામા જન્મ થયો હતો તે ઉપરથી એમનુ નામ 'ઘટયોનિ' પડયુ હતુ.

વિંધ્યાચળ સૂર્યનો માર્ગ રોકવા ઊંચો વધ્યા કરતો હતો અને દક્ષિણ દેશને અંધકારમા રાખતો હતો. અગસ્ત્યને જોઈ વિંધ્યે ઋષિને દંડવત્ પ્રણામ કર્યા. 'મારે દક્ષિણમા જવુ છે, હુ પાછો આવુ ત્યા સુધી આમ આડો જ રહેજે' કહી એઓ દક્ષિણમા ચાલ્યા ગયા. પાછા આવ્યા જ નહી. આ ઉપરથી આપણામા 'અગસ્ત્યના વાયદા' એવી કહેવત થઈ પડી છે.

દેવોની વિનંતીથી તેમણે સાગરપાન કર્યું હતુ. ઇલ્વલ અને વાતાપિ નામના બે દૈત્યોનો તેમણે અંત આણ્યો હતો.

આવા મોટા ઋષિ હોવા છતાં નહુષ રાજા એમની પાસે પોતાની પાલખી ઊંચકાવતો હતો. એક વાર એમને ધીમા ચાલતા જોઈને રાજાએ 'સર્પ' 'સર્પ' ઉતાવળે ખસ કહીને એમને જલદી કરવાનું કહ્યુ અને પોતાના પગ વડે વેગ આપ્યો. આથી ક્રોધે ભરાઈ એમણે રાજાને સર્પ બનાવી દીધો હતો. વિંધ્યગિરિનો મદ ઉતાર્યા પછી એમણે દક્ષિણ દેશમાં જઈ ત્યાં વિદ્યા અને જ્ઞાનનો પ્રકાશ ફેલાવ્યો હતો. (વિષ્ણુપુરાણ, મહાભારત).

અગસ્ત્ય ઋષિના નામ ઉપરથી દક્ષિણ આકાશમાં પ્રકાશતા એક તારાને અગસ્ત્ય કહે છે, જેનો અહીં ઉલ્લેખ છે.

**એની ઝૂંપડી :** દક્ષિણ આકાશમા અગસ્ત્યના તારા પછી તારાઓનો એક સમભુજ પંચકોણ થાય છે. એના તારા એક પછી એક વધુ ઉજ્જ્વળ હોય છે. લેખકે એ પંચકોણને અગસ્ત્યની ઝૂંપડીનું નામ આપ્યુ છે. એ પંચકોણ વચ્ચે એક તારો દેખાય છે તેને એ ઝૂંપડીની અંદર લટકતો અને સહેજસાજ ઝોલા ખાતો દીવો કલ્પ્યો છે.

**પૃ. ૨૧૮ હવે એ ત્રિવિધ પૂર્ણતામાંથી . . . નથી :** સરખાવો

पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

પૃ ૨૧૯ **બ્રાહ્મમુહૂર્ત** : સવારે લગભગ સાડા ત્રણ વાગ્યાનો સમય આત્મચિંતન માટે એ સમય સરસ ગણાયો છે *ब्राह्ममुहूर्त चोरथाय चिन्तयेद् हितम् आत्मन ।*

પૃ ૨૨૦ **જે વર્ષો મુંબઈ૦** કારણ એ સ્થાનો એટના ઉત્તરમા છે કે ત્યાથી આકાશનો આ ભાગ દેખાય જ નહી

**ઉદરભરણ** અને **યજ્ઞકર્મ** સરખાવો.

वदनी वेवळ घेता नाम घ्या श्री हरिच
सहज हवन होतें नाम घेता फुकाचें ।
जीवन करि जिवित्वा अन्न हे पूर्ण ब्रह्म
उदरभरण नोहे जाणिजे यज्ञकर्म ॥

[ મોઢામા કોળિયો લેતા શ્રીહરિનુ નામ લો ફોકટનુ નામ લેતા સહજ હવન થાય છે અન્ન એ પૂર્ણ બ્રહ્મ છે અને તે જીવિત કહેતા આવરદાને જીવન બનાવે છે આ ઉદર ભરણ નથી પણ એને યજ્ઞકર્મ જાણવુ ]

પૃ ૨૨૧ **કન્યાકુમારીની કથા** બાણાસુર નામના એક દાનવે શંકરની આરાધના કરી હિરણ્યકશિપુની પેઠે હુ આનાથી ન મરુ, આનાથી ન મરુ એવુ વરદાન માગી લીધુ હતુ પણ તે લાબી યાદીમા એને કુવારી કન્યાનુ નામ મૂકવાનુ સૂઝ્યુ નહોતુ વરદાનથી નિર્ભય બનેના એ દાનવે જગત ઉપર ભારે ત્રાસ ગુજારવા માડ્યા એટલે આખરે પ્રજાનો પોકાર સાભળી શિવજીએ પાર્વતીને કુવારી કન્યારૂપે અવતરવાનુ જણાવ્યુ તે મુજબ પાર્વતીએ લલિતા દેવી રૂપે અવતરી એ દાનવનો વધ કર્યો અને પછી હાથમા કકુ અને ચોખા લઈને લગ્ન માટે શિવની રાહ જોતા ઊભા રહ્યા પહેલેથી નક્કી એમ થયુ હતુ કે દેવી દાનવનો વધ કરે એટલે શિવે આવી તેની સાથે લગ્ન કરવા શિવ નીકળ્યા પણ ખરા, પણ માર્ગમા ક્રોધમૂર્તિ દુર્વાસા મળતા તેમના સ્વાગતમા કેટલોક સમય વીતી ગયો અને એમા કલિયુગ બેસી ચૂક્યો એટલે લગ્ન થઈ શકે એવુ રહ્યુ નહી આથી દેવીએ હાથમાના કકુચોખા ફેકી દીધા અને કલિયુગ પૂરો થવાની રાહ જોતા ત્યા જ ઊભા રહ્યા પાર્વતીના એ ચોખા આજે પણ દરિયા કિનારે મળે છે અને એ ચોખા પિવડાવ્યાથી પ્રસૂતિની પીડા હળવી થાય છે એમ માની લોકો પથ્થરના એ ચોખા જેવા કણ લઈ જાય છે કકુ જેવી લાલ રેતીનો તો એ સ્થાને સુમાર નથી

## ૫૪ સમુદ્રની પીઠ પર

પૃ ૨૨૨ **સેન્ટ વિલિયમનો કિલ્લો** કલકત્તામા અગ્રેજોએ બાધેલો કિલ્લો

**હાયમંડ હાર્બર:** ગંગાની શાખા હૂગલી નદીના મુખ આગળ આવેલું બંદર.

**ગિરધારી:** આચાર્ય કૃપાલાનીનો ભત્રીજો. તે વખતે લેખક સાથે શાંતિનિકેતનમાં રહેતો હતો.

**આગુનેર પરશમણિ છોંઆઓ પ્રાણે:** અગ્નિનો સ્પર્શમણિ પ્રાણને અડાડ. આખું ગીત આ પ્રમાણે છે

આગુનેર પરશમણિ છોઆઓ પ્રાણે
એ જીવન પુણ્ય કરો દહન-દાને.
આમાર એઇ દેહખાનિ તુલે ધરો,
તોમાર ઐ દેવાલયેર પ્રદીપ કરો,
નિશિદિન આલોક-શિખા જ્વલુક ગાને.

આધારેર ગાયે ગાયે પરશ તવ
સારા રાત ફોટાક તારા નવ નવ.
નયનેર દૃષ્ટિ હતે ઘુચબે કાલો,
જેખાને પડબે સેથાય દેખબે આલો,
વ્યથા મોર ઉઠબે જ્વલે ઊર્ધ્વ-પાને.

[ હે ભગવાન! અગ્નિનો સ્પર્શમણિ (મારા) પ્રાણને અડાડ. દહન-દાનથી આ જીવનને પાવન કર. મારો આ દેહ તું ઉપાડ અને એને તારા પેલા દેવાલયનો પ્રદીપ બનાવ, રાત દિવસ ગાનરૂપી આલોકશિખા (જ્યોતિ) જ્વલ્યા કરો. રાત્રિના અંધકારને અંગે અંગે તારો સ્પર્શ આખી રાત નવા નવા તારાઓ ખીલવો. નયનની દૃષ્ટિમાંથી કાળાશ દૂર થઈ જશે અને જ્યાં જ્યાં તે દૃષ્ટિ પડશે ત્યાં ત્યાં પ્રકાશ જ દેખાશે અને મારી વ્યથા ઊર્ધ્વ દિશામાં સળગી ઊઠશે.]

**આકાશમાં ચંદ્ર . . . ચાલતું હતું:** સર૰ કવિ નાનાલાલનું 'શરદપૂનમ'ના એકલ ચંદ્રનું વર્ણન:

જેવું ઝુલે સાગર ઉર નાવડું,
કે મેવને અંક કપોતિની રૂડું,
એવી સખિ! ચંદ્રકલા ઝુઝુલતી,
જ્યોત્સ્નાસરે એકલ ભીંજતી જતી.

એવું જ સુંદર ચિત્ર રવીન્દ્રનાથના એક ગીતમાં આવે છે:

આજ શુક્લા એકાદશી, હેરો નિદ્રાહારા શશી,
ઐ સ્વપ્ન પારાવારેર ખેયા એકલા ચાલાય બસિ.

[ આજે શુક્લા એકાદશી છે. નિદ્રાવિહોણો શશી જુઓ, પેલે સ્વપ્ન પારાવારની નાવડી એકલો બેઠો બેઠો ચલાવે છે.]

**પૃ. ૨૨૩ મોજાંના અખંડ . . . કેફ જ ચડે:** સર૦ ". . . મોજાંઓનું એક અખંડ તાંડવ જ એકાએક નજરે પડ્યું . . . મને તો ત્યાં ઉન્મત્ત કરનાર નશો જ મળી ગયો." આ પુસ્તક પૃ. ૧૩૯.

**આધારેર ગાયે ગાયે૦:** જુઓ પૃ. ૨૨૨ ઉપરનું ટિપ્પણ.

**પૃ. ૨૨૪ સમુદ્રનાં મોજાં . . . ધોળવાં છે:** સભારો—'હૃદય અને સમુદ્ર બંને સ્વભાવે જ ઊર્મિલ હોય છે.' 'મોજાંઓનો તાંડવ યોગ'ની પ્રસ્તાવના, પૃ. ૧૩૮.

**અંગરાગ:** શરીરની શોભા વધારવા માટે લગાડેલાં સુગંધી દ્રવ્યો

**ધ્યેયઃ સદા૦:** સૂર્યમંડળની મધ્યમાં રહેલા, કમલાસન ઉપર વિરાજમાન, તેમ જ કેયૂર, મકરકુંડલ, કિરીટ અને હાર ધારણ કરનાર, સુવર્ણમય શરીરવાળા, શંખચક્રધારી નારાયણનું સદા ધ્યાન ધરવું ઘટે.

**પૃ. ૨૨૫ જીવતરામ.** આચાર્ય જીવતરામ ભગવાનદાસ કૃપાલાની.

**આ તમારી ભાષા . . સંસ્કૃત છે:** અહીં સૂચવેલો ધ્વનિ સમજાય છે?

**ભયંકર દિવ્ય:** દિવ્ય = કસોટી, પરીક્ષા મરાઠીમાં 'ભયંકર દિવ્ય' નામની એક નવલકથા ખૂબ જાણીતી છે.

**પૃ. ૨૨૭ નિધન:** મરણ. નિધાન ખજાનો

**તારાઓનું પારિજાત:** "પારિજાતના ઝાડના ઊંડા લીલા રંગવાળા પાંદડાં વચ્ચે એનાં ધોળાં ફૂલ સાંજે ખીલે છે, આખી રાત મઘમઘે છે અને સવાર પડ્યે ઝાકળનો સ્પર્શ થતાં વેંત ખરી પડે છે, એ જ રીતે ઊંડા નીલા આકાશમાં સાંજ થતાં વેંત ચમકતા તારાઓ એક પછી એક ખીલે છે, આખી રાત રમઝમે છે, અને સવાર પડ્યે અરુણનો સ્પર્શ થતાં વેંત અલોપ થાય છે." —કાકા કાલેલકર.

આની સાથે રવીન્દ્રનાથના એક ગીતનો ઉપાડ સભારવા જેવો છે

ઓલો શેફાલિ,

સબુજ છાયાર પ્રદોષે તુઇ જ્વાલિસ દીપાલિ.

[ઓ શેફાલી, લીલી છાયારૂપી પ્રદોષને વિશે તું દીપાવલિ પ્રગટાવે છે.]

**નજીકની આસપાસનું:** પ્રયોગ સારો નથી લાગતો.

કાકાસાહેબ સૂચવે છે કે એ પ્રયોગ સારો ન જ લાગતો હોય તો "નજીક પૂરતું આસપાસનું" એમ કહેવાય immediate vicinity.

**आत्मन्येव च संतुष्ट:** આત્મમાં જ સંતુષ્ટ. ગીતા ૩, ૧૭.

આખો શ્લોક આ પ્રમાણે છે

यस्त्वात्म-रतिर् अेव स्याद् आत्म-तृप्तश् च मानव ।
आत्मन्येव च सतुष्ठस् तस्य कार्यं न विद्यते ॥

[પણ જે મનુષ્ય આત્મામાં રમનારો છે, જે તેથી જ તૃપ્ત રહે છે અને તેમાં જ સંતોષ માને છે, તેને કંઈ કરવાપણું નથી હોતું ]

**પૃ ૨૨૮ સાઇક્લોન :** વંટોળિયો. અંગ્રેજીમાં પવનના તોફાનના જુદા જુદા પ્રકાર માટે જુદા જુદા શબ્દો વપરાય છે ગેઈલ સ્ટોર્મ, હરિકેન ટોર્નેડો, ટાઈફૂન ત્ર્હર્લવિન્ડ ટેમ્પેસ્ટ, વગેરે

## ૫૫. સરોવિહાર

**પૃ. ૨૨૯ કેટલાંક રૂપગર્વિત . . કરતાં હતાં :** કેટલાક લોકો દર્પણની વ્યુત્પત્તિ દર્પ પેદા કરે તે દર્પણ એવી આપે છે, તે સંભારો.

**એનું કાવ્ય તો દૂરથી જ ખીલે :** સર૦ 'Tis distance lends enchantment to the view

**શકુંતલાની પેઠે :** શાકુંતલના ત્રીજા અંકને અંતે શકુંતલા દુષ્યંત સાથે વિશ્રંભાલાપ કરતી હોય છે ત્યાં આર્યા ગૌતમી વગેરે આવી પહોંચે છે એટલે શકુંતલા રાજાને લતાઓની પાછળ જવા કહે છે. અને જતી વખતે પોતાનો સંતાપ જ્યાં દૂર થયો હતો તે લતાવલયને ઉદ્દેશીને કહે છે :

लतावलय, सन्तापहारक, आमन्त्रये त्वां भूयोऽपि परिभोगाय ।

હે સંતાપહારક લતાવલય, ફરી વાર પણ ઉપભોગ માટે આવવાનું કહી આમંત્રણ આપી તારી રજા લઉં છું આમ લતામંડપને બહાને રાજાની રજા લઈ બધાંની સાથે જાય છે.

**પૃ. ૨૩૦ યયાતિ :** ચંદ્રવંશના ચોથા રાજા નહુષનો પુત્ર. એને બે પત્નીઓ હતી — દેવયાની અને શર્મિષ્ઠા તેમનાથી એને અનુક્રમે યદુ અને પુરુ નામના બે પુત્રો થયા, જેઓ પાછળથી યાદવ અને પૌરવ વંશના સ્થાપક થયા એના બીજા ત્રણ પુત્રોના નામ દ્રુહ્યુ, તુર્વસુ અને અનુ

શુક્રાચાર્યના શાપને લીધે એને અકાળે વૃદ્ધત્વ પ્રાપ્ત થયું. એની વિનંતીને લીધે શુક્રાચાર્યે એવો ઉ:શાપ આપ્યો કે તારો કોઈ પુત્ર તારું ઘડપણ લઈને તને યૌવન આપે તો તું યુવાન થાય. એકલો પુરુ પોતાનું યૌવન આપવા તૈયાર થયો, તેનું યૌવન લઈ યયાતિ ભોગ વિલાસમાં ડૂબી ગયો પણ પાછળથી તેને વિરક્તિ જન્મી તેને સમજાયું કે

न जातु कामः कामानाम् उपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मेव पुनरेवाभिवर्धते ।।

[ભોગોના ઉપભોગથી કામના શમતી નથી બલ્કે હવિથી વધતા અગ્નિની પેઠે ઊલટી વધે છે ]

તેણે પુરુને તેનું યૌવન પાછું આપી દીધું અને વનમાં જઈને તપશ્ચર્યા દ્વારા દેહત્યાગ કર્યો

**અનેનાસના ફુવારા** એના છોડનો આકાર ફુવારા ઊડતા હોય એવો હોય છે માટે

**પ૬ સુવર્ણદેશની માતા ઐરાવતી**

**પૃ ૨૩૧ પણ ઐતિહાસિક** યોગ્યાથ મર૦ મુસાફરો ઇતિહાસ અને દંતકથા સાભળે છે પણ તેની ચર્ચા કરવા બેસતા નથી નવરાશ જ હોય તો કલ્પનાતરગ ચલાવે છે — હિમાલયનો પ્રવાસ

**વાફર** Steam launch સ્ટીમ લોચ સ્ટીમ – વરાળને મરાઠીમા વાફ કહે છે તે ઉપરથી સ્ટીમ + અર = સ્ટીમર તેમ વાફ + અર – વાફર ફેર એટલા જ કે વાફર શબ્દ નાન્યતર જાતિનો છે કોકણીમા એને વાફોર કહે છે

આ શબ્દ પહેલા ગોમન્તની યાત્રા મા વપરાઈ ગયો છે

**પૃ ૨૩૨ જીવન નામ ધારણ કરનાર** પાણીનુ એક નામ જીવન પણ છે

**પાર્વતી** પર્વતમા જ મેલી પહાડી

**ગોમતક** ગોવા

**કુવીવલો** મેરૂનો

**આમ ત્રણ કૂકે** સ્ટીમર પોતાનુ ભૂગળુ ફૂકીને આ નાવે છે તે ઉપરથી

**પૃ ૨૩૩ કૃપાનો ઉત્પાત ફેલાવે** કૃપાને ઊચી ઉછાળે એટલે કે જ્યારે એના પાણી ઊચા ચડે — એમા પૂર આવે ઉત્પાતનો બીજો અર્થ પણ ખરો નાઈલમા પૂર આવે છે ત્યારે જે કાપ પથરાઈ જાય છે અને તેથી જે ખેતી ખીલે છે તેને ઇજિપ્શિયન ભાષામા નાઈલની કૃપા કહે છે એવી જ ઐરાવતીની કૃપા એમા મહાપૂર આવે તો એ કૃપાનો ઉત્પાત થાય

**પૃ ૨૩૪ સોનાની આગળીઓ** મદિરના સોનાના (સોનાના વરખે મઢેલા) ચળકતા શિખરો

**શેતરજ રમતા કાલિદાસને** દતકથા એવી છે કે ભવભૂતિ ઉત્તર રામચરિત લખી રહ્યા ત્યાર પછી તેમણે એ આખો ગ્રથ કાલિદાસને વાચી સભળાવ્યો કાલિદાસ શેતરજના ભારે શોખીન હતા એટલે તેઓ શેતરજ રમતા જાય અને સાભળતા જાય કાલિદાસ ધ્યાનપૂર્વક સાભળતા નથી એમ માનીને ભવભૂતિને માઠુ લાગ્યુ પણ આખરે જ્યારે કાલિદાસે એક સુક્ષ્મ અને રસિક સુધારો સૂચવ્યો ત્યારે ભવભૂતિ ખુશ થઈ ગયા આખુ નાટક સાભળી રહ્યા પછી કાલિદાસે કહ્યુ નાટક સરસ છે ફક્ત એક અનુસ્વાર વધુ પડી ગયુ છે ભવભૂતિએ રામસીતાની ગોઠડીનુ વર્ણન કરતા લખ્યુ હતુ

अविदित-गत-यामा रात्रिरेव व्यरमीत ॥

એવી રીતે (એવ) (આવી તેવી વાતો કરતા કરતા) પહોર કેમ ગયા તેની

ખબર પડ્યા વગર રાત્રિ વીતી ગઈ એમાંથી કાલિદાસે એક અનુસ્વાર કાઢવા સૂચવ્યું એટલે અર્થ બદલાઈ ગયો અને તેમાં ચમત્કાર આવ્યો

अविदित-गत-यामा रात्रिरेव व्यरंसीत् ॥

(આવી તેવી વાતો કરતા કરતા) પહોર કેમ ચાલ્યા જાય છે એની ખબર પડ્યા વગર રાત્રિ માત્ર ખૂટી ગઈ (આપણી વાતો ન ખૂટી)

ખરી રીતે કાલિદાસ અને ભવભૂતિ સમકાલીન નહોતા આ તો માત્ર દંતકથા છે

**શાનરાજ્યો** બ્રહ્મદેશમાં ચીનની સરહદને અડીને આવેલા અર્ધ સ્વતંત્ર રાજ્યો ત્યાંની મુખ્ય વસ્તી શાન લોકોની છે એ લોકો મોટે ભાગે બ્રહ્મદેશ આસામ સિયામ અને દક્ષિણ ચીનમાં વસે છે વર્ણે ગૌર ધર્મે બૌદ્ધ, ઉદ્યોગી ખેતીના, ખાણના અને ધાતુના કામમાં પાવરધા ઘરેણાંના શોખીન એમનામાં બહુપત્નીનો રિવાજ છે

**પૃ. ૨૩૫ સંકર** મિશ્રણ, ભેળસેળ સર૦ વર્ણસંકર.

अनित्या वत संस्कारा उत्पत्तिव्ययधर्मिण

ઉત્પત્તિ અને નાશ એ જ જેમનો ધર્મ છે એવા સંસ્કારો (સૃષ્ટ પદાર્થો) અનિત્ય જ છે

**શ્રાંત** • થાકેલો હારેલા લોકોનું તત્ત્વજ્ઞાન

**ચિરંતન** • ચિરકાળ ટકનારો સંપૂર્ણ જ્ઞાન જેને થયું છે એવા લોકોનું તત્ત્વજ્ઞાન

**એ ખંડ** સો૦ નવો વસેલો એટલે

**સુવર્ણદેશ** • બ્રહ્મદેશનું બૌદ્ધકાલીન નામ સુવર્ણદેશ હતું

**૫૭ સમુદ્રના સહવાસમાં**

**પૃ ૨૩૬ માર્માગોવા** ખરું નામ મુરગાવ છે મુંબઈની દક્ષિણે ગોવાનું આ મહત્ત્વનું કૃત્રિમ બંદર ઠીક ઠીક ઊંડુ હોવાથી વેપાર તેમ જ લશ્કરી દૃષ્ટિએ તે મહત્ત્વનું છે પોર્ટુગીઝ સરકારની માલકી હોવા છતાં એનો અમુક વહીવટ ભારત સરકારના હાથમાં છે

**કાચી છીંકની પેઠે** : ઉપમાનું નાવીન્ય અને ઔચિત્ય જોયું?

**પૃ ૨૩૭ મેદુર** • વાદળાંઓથી છવાયેલું ગાઢું જયદેવના 'ગીતગોવિંદ'ના પહેલા જ શ્લોકમાં એ શબ્દ આવે છે

मेघैर्मेदुरमम्बरं वनभुवः श्यामास्तमालद्रुमै -
र्नक्तं भीरुरयं त्वमेव तदिमं राधे ! गृहं प्रापय ।
इत्थं नन्दनिदेशतश्चलितयोः प्रत्यध्वकुञ्जद्रुमं
राधामाधवयोर्जयन्ति यमुनाकूले रहःकेलयः ॥

**પૃ. ૨૩૮ ભાદ્રપદાનું ચોરસ :** ચોરસ શબ્દ ગુજરાતીમાં નરજાતિમા વપરાય છે. મરાઠીમાં પણ ચૌરસ નરજાતિ છે.

**ત્રિકાંડ :** ત્રણ કાંડ એટલે ભાગવાળો. શ્રવણના ત્રણ તારા હોય છે. મૃગનક્ષત્રના પેટમાં ત્રણ તારાઓનું ઈષુ ત્રિકાણ્ડ નક્ષત્ર હોય છે. તેના જેવો જ શ્રવણ હોય છે તેથી એને ત્રિકાણ્ડ કહ્યો છે.

**ખસ્વસ્તિક :** આપણે જ્યાં ઊભા હોઈએ ત્યાંનો માથા પરનો આકાશનો ભાગ અથવા બિન્દુ. એને અંગ્રેજીમા 'ઝેનિથ' કહે છે. આપણા જ્યોતિષમાં એને ખસ્વસ્તિક કહે છે.

**પ્રકાશ મિચમિચાવી :** જેમ તારખાતામાં 'કટ્' અને 'કડ' એવા બે અવાજથી આખી લિપિ ગોઠવાઈ છે તેમ જ રાત્રે પ્રકાશ મિચમિચાવીને દૂર સુધી સંદેશાઓ પહોંચાડી શકાય છે. દિવસે સૂર્યપ્રકાશથી પણ એવા સંદેશાઓ મોકલાય છે જેને હેલિયોગ્રાફ કહે છે.

**પૃ. ૨૩૯ ભાંભરત :** ભૂંગળાં વગાડી વાત કરત.

**ધણ :** પશુની હાલત ભોગવતાં માણસોનો સમૂહ. એટલે જ આ શબ્દનું ઔચિત્ય.

**પૃ. ૨૪૨ ત્રિખંડ સહકાર :** આફ્રિકાખંડની ભૂમિ ઉપર ત્યાંના કાળા મૂળ વતનીઓ ઉપરાંત ઉત્તર તરફથી આવેલા ગોરા યુરોપિયનો અને પૂર્વ તરફથી આવેલા ઘઉંવર્ણા કે પીળા એશિયા ખંડના આરબો, હિંદીઓ અને ચીનાઓ વસે છે. ગોરાઓ રાજ્યકર્તા તરીકે, એશિયાવાસીઓ વેપારીઓ તરીકે અને મૂળ વતની આફ્રિકનો ગુલામ અને મજૂર તરીકે એકબીજા સાથે સહકાર કરે છે એટલે એવા માનવી જીવનને ત્રિખંડ વિષમ સહકાર કહ્યો છે.

## ૫૮. નીલોત્રી

**પૃ. ૨૪૨ શ્રી અપ્પાસાહેબ :** ઔંધના છેલ્લા રાજાના બીજા દીકરા અપ્પાસાહેબ પંત. ભારત સરકાર વતી ત્યાં કમિશનર તરીકે એટલે કે ભારતના એલચી તરીકે કામ કરતા હતા. એમણે ત્યાંના લોકો ઉપર બહુ સારી છાપ પાડી હતી.

એક રાજ્ય બીજા રાજ્યમાં પોતાના જે પ્રતિનિધિ અથવા એલચી કે વકીલો મોકલે છે તેના ચાર વર્ગો પાડવામાં આવે છે. સૌથી ઉચ્ચ કક્ષાનો રાજદૂત **'ઍમ્બેસેડર'** કહેવાય છે. તે પછી **'મિનિસ્ટર'** આવે, પછી **'મિનિસ્ટર રેસિડન્ટ'** આવે અને છેલ્લે **'ચાર્જ દ અફેર્સ'** આવે.

એક રાજ્ય બીજા રાજ્યમાં પોતાના નાગરિકોનાં વેપારી હિતોના રક્ષણમાં મદદ કરવા જે અમલદારને મોકલે તે **'કૉન્સલ'** કહેવાય. અને જે અમલદાર એક સ્થાનના કે આખા પ્રદેશના વેપારી સંબંધોને લગતાં કામકાજ ઉપર

દેખરેખ રાખનો હોય તે 'કૉન્સલ જનરલ' કહેવાય એ જ ખાતાનો નીચના દરજ્જાનો અમલદાર તે 'કૉન્સુલર એજન્ટ' કહેવાય

બ્રિટિશ રાષ્ટ્રસમૂહમાના કોઈ દેશમા મોકલેલા એલચીને હાઈકમિશનર અથવા કમિશનર કહે છે

પૃ ૨૪૪ ઘ્યર સગ્રાગ જુઓ પૃ ૨૨૪ ઉપરની નોધ

**જો હુ સસ્કૃત કવિ હોત** • સસ્કૃત કવિ વાલ્મીકિના ગગાષ્ટકમા કહ્યુ છે —

त्वत्तीरे तरुकोटरान्तरगतो गगे ! विहगो वर
त्वत्तीरे नरकान्तकारिणि ! वर मत्स्योऽथवा कच्छप ।
नवान्यत्र मदान्ध सिंधुर-घटा-सघट्ट घटा रणत्-
कार त्रस्त समस्त-वैरि-वनिता-लब्ध-स्तुतिर् भूपति ॥

[હે ગગે તારે કાંઠે આવેના વૃક્ષની બખોલમાનુ પખી સારુ, હે નરકનો અત લાવનારી તારા પાણીમાનુ માછનુ કે કાચબો સારો, પણ બીજે જેના મદમસ્ત હાથીઓના ઘટાના અવાજથી બધા રિપુઓની ત્રાસી ગયેલી સ્ત્રીઓની સ્તુતિ પામેલો ભૂપતિ નહી સારો ]

**ઈશોપનિષદ, માંડુક્યોપનિષદ, અઘમર્ષણ સૂક્ત** • અઢાર જ મત્રનુ નાનકડુ **ઈશોપનિષદ** હિદુ ધર્મનુ સારતત્ત્વ આપી દે છે શ્રી વિનોબાએ એને વેદોનો સાર અને ગીતાનુ બીજ કહ્યુ છે ગાધીજીએ પણ કહ્યુ છે કે એમા હિદુ ધર્મનુ સમસ્ત સારતત્ત્વ આવી જાય છે ખાસ કરીને એનો પહેલો મત્ર એમને ખૂબ પ્રિય હતો અને તેના ઉપર એમણે વારવાર વિવરણ કર્યું હતુ

ईशावास्यमिद सर्व यत्किच जगत्या जगत् ।
तेन त्यक्तेन भुजोथा मा गृध कस्यस्विद्धनम् ॥

**માંડુક્યોપનિષદ:** ઈશોપનિષદ કરતા પણ નાનુ છે એમા બાર જ મત્ર છે અને તેમા ઓમ્‌કારના વર્ણન દ્વારા આખો અદ્વૈત સિદ્ધાત માંડેલો છે એના ઉપર શ્રી ગૌડપાદાચાર્યે લખેલી કારિકાઓ અદ્વૈત સિદ્ધાતનો પ્રથમ નિબધ જણાય અને તેના પાયા ઉપર શ્રી શકરાચાર્યે પોતાના મતની સ્થાપના કરી છે

**અઘમર્ષણ સૂક્ત:** ઋગ્વેદના ૧૦મા મડળમા આવેલુ ૧૯૦મુ સૂક્ત એના ઋષિનુ નામ પણ અઘમર્ષણ જ છે એ સૂક્ત સધ્યાવદનમા સવારસાજ વપરાય છે અઘમર્ષણનો અર્થ પાપને ધોઈ કાઢવુ તે, એવો થાય છે, પણ એ સૂક્તમા પાપનો ઉલ્લેખ સરખો નથી એમા ઋષિ કહે છે બાહ્ય વિશ્વની વિશાળતા અનુભવો, હૃદયનુ ઊડાણ તપાસો, આ બધી આતરબાહ્ય સૃષ્ટિ શાને આધારે નભી રહી છે એ જોઈ લો, કાળની અને સૃષ્ટિની અનતતા ધ્યાનમા લાવો, એટલે તમારુ મન આપોઆપ વિશાળ થશે વિશાળ મનમા પાપને સ્થાન મળતુ નથી. આ અનાદિ અનત સૃષ્ટિમા ઋતમ્ અને સત્યમ્ બે જ સ્થાયી

છે ઋતમ્ એટલે વિશ્વનો સાર્વભૌમ નિયમ, કાયદો. ચરાચર વિશ્વનો સનાતન ધર્મ તે ઋતમ્ એને આધારે જ અનાદિ, અનંત સૃષ્ટિ ચાલે છે (ઋ=ચાલવુ) એ ઋતની અંદર રહેલુ પરમ તત્ત્વ, જે હમેશા રહેલુ જ છે અને જેનો નાશ નથી, તેને સત્ય કહે છે એ સત્ય સર્વવ્યાપી હોઈ એને વિષ્ણુ (સર્વત્ર પ્રવેશ પામનારુ અથવા ફેલાતુ) પણ કહે છે એ સત્યમ્ અને ઋતમ્ દ્વારા વિશ્વ પેદા થાય છે, વિલીન થાય છે અને ફરી પેદા થાય છે. વિશ્વચક્ર તપથી ચાલે છે એ વિશ્વ તો પરમાત્માનો કેવળ મહિમા છે પરમાત્મા તો એના કરતાયે મોટો છે, સુખનુ ધામ છે, આનદનુ નિધાન છે એની કલ્પના હૃદયમા ફેલાશે તેમ તેમ હૃદય સ્વચ્છ થશે. જેમ જેમ હૃદયથી મોટા થશો તેમ તેમ પાપની સૂગ ચડશે અને પાપને ઊભવાને સ્થાન જ નહી રહે यो वै भूमा तत्सुखम् । नाल्प सुखम् अस्ति એટલુ જાણી લેવુ એ જ પાપનાશક મંત્ર છે વધુ માટે જુઓ 'અઘમર્ષણ' નામનો લેખ 'જીવનનો આનંદ'.

પૃ ૨૭૭ મિ. સ્પીક, (Speke) જોન હેન્નિગ [૧૮૨૭-૧૮૬૪] નાઈલના મૂળનો શોધક હિંદી લશ્કરમા ભરતી થયો હતો પજાબની લડાઈમા ખ્યાતિ પામ્યો રજાઓમા હિમાલય, તિબેટ વગેરે પ્રદેશોમા ફરી મોજણી કરવાનો શોખ આફ્રિકાની ભૂગોળને લગતા પ્રશ્નોમા રસ લાગતા ૧૮૫૪મા બર્ટનની ટોળી સાથે આફ્રિકા ગયો સોમાલીલેંડમા ફર્યો એનુ વર્ણન What led to the Disconvery of the Source of the Nile (૧૮૫૪)મા કર્યું. ત્યાર પછી એ આફ્રિકાના મધ્યમા આવેલા સરોવરોની શોધમા ઊપડયો એમાનુ ઉત્તરનુ સરોવર વિક્ટોરિયા ન્યાઝા જ નાઈલનુ મૂળ છે એવી એની ધારણા હતી અને તે એણે સાચી સાબિત કરી બતાવી, ૧૮૬૩ એનો હેવાલ એણે The Journal of the Discovery of the Source of the Nile નામના પુસ્તકમા પ્રગટ કર્યો બર્ટને એનો વિરોધ કર્યો તેને મતે ટાગાનિકા સરોવર નાઈલનુ મૂળ હતુ બંને વચ્ચે જાહેર ચર્ચા ગોઠવાઈ ચર્ચાને આગલે દિવસે જ સ્પીક શિકારે ગયો ત્યા પોતાની જ બદૂકની ગોળીથી વીધાઈ ગયો

**ચંદ્રગિરિ**. રામાયણ અનુસાર સિંધુ અને સાગરના સગમસ્થાને આવેલો શતશૃગ પર્વત અહી 'રુવેન ઝોરી' પર્વત

**મેરુ પર્વત**: ભાગવત અનુસાર જબુદ્વીપમા આવેલા ઇલાવૃત્તની મધ્યમા આવેલો સોનાનો પર્વત અહી મધ્ય આફ્રિકાનો એ જ નામનો એક પર્વત

પૌરાણિક ભૂગોળના સામાન્ય પરિચય માટે 'શ્રીમદ્ભાગવત' (છાયાનુવાદ) –ગોપાળદાસ પટેલકૃત પૃ. ૧૫૬-૧૬૬ જોવા.

**અચ્છોદ સરોવર**: બાણ ભટ્ટની કાદબરીમાથી આ નામ લીધુ છે

**'શુભ વર્તમાન'**: સુવાર્તા, અંગ્રેજી 'ગોસ્પેલ'

પૃ ૨૪૮ સ્ટન્લી, સર હેનરી મોર્ટન [૧૮૪૦-૧૯૦૪] સામાન્ય ખેડૂતનો છોકરો મૂળ નામ જોન રોલાંડ બાળપણ કંગાળાઈમા ગયેલુ શાળામા શિક્ષકને મારીને નાસી ગયેલો સોયદોરા વગેરે વેચનારને ત્યા ખાટકીને ત્યા અને પછી ન્યૂ ઑર્લિયન્સ (અમેરિકા) જતી એક સ્ટીમરમા કેબિનબોય તરીકે કામ કર્યું ન્યૂ ઑર્લિયન્સના એક વેપારી હેનરી મોર્ટન સ્ટેનલીએ એને મદદ કરી અને પાછળથી દત્તક લીધો ત્યારથી એ સ્ટેનલી તરીકે ઓળખાયો પાલકપિતાનુ અવસાન થતા લશ્કરમા જોડાયો યુદ્ધ દરમ્યાન કેદ પકડાયો છૂટીને ઘેર આવ્યો તો માએ જાકારો દીધો એની ઊંડી અસર થઈ રોટલા માટે ખલાસીનુ જીવન સ્વીકાર્યું અમેરિકાના નૌકાદળમા દાખલ થયો પછી છાપા માટે લખવાનુ શરૂ કર્યું સારી વર્ણનશક્તિ બતાવી અનેક યુદ્ધોમા ખબરપત્રી તરીકે કામ કર્યું ૧૮૬૯મા 'ન્યૂયૉર્ક હેરલ્ડ'ના સંચાલકે એને તારથી પારિસ બોલાવ્યો, અને આફ્રિકામા શોધખોળના પ્રવાસે ગયેલા લિવિંગ્સ્ટનની શોધમા જવાનો આદેશ આપ્યો ભગભગ એક વર્ષના હાડમારીભર્યા રઝળપાટ પછી એ ઉજીજીમા લિવિંગ્સ્ટનને મળ્યો, ૧૦મી નવેમ્બર ૧૮૭૧. આ પ્રવાસનુ વર્ણન એણે How I Found Livingstone નામના પુસ્તકમા કર્યું, ૧૮૭૨ શરૂઆતમા લોકોએ એની વાત ન માની પણ એણે સાથે આણેલી લિવિંગ્સ્ટનની નોંધો બતાવી ત્યારે બધા ચૂપ થયા વિક્ટોરિયા રાણીએ એને તપખીરની રત્નજડિત ડબ્બી ભેટ આપી આ પ્રસગે એના ઉપર લોકોએ દાખવેલા અવિશ્વાસથી અને વરસાવેલી ગાળોથી એનુ મન કાયમનુ ખાટુ થઈ ગયુ

૧૮૭૪મા લિવિંગ્સ્ટનના અવસાન પછી તેનુ અધૂરુ કાર્ય પૂરુ કરવા 'ડેલી ટેલિગ્રાફ'ના માલિકે નાણા ભેગા કરી એની આગેવાની હેઠળ એક મડળી આફ્રિકા મોકલી ત્રણ વરસના પ્રવાસ પછી એણે સાબિત કર્યું કે લિવિંગ્સ્ટને જેને લુઆલાબા કહી હતી તે અને કૉંગો નદી એક જ છે, અને તેનો આખો જળમાર્ગ એણે નક્કી કરી આપ્યો આ માટે એણે ખેડેલા જોખમો અને વેઠેલા કષ્ટોનો જોટો નથી એણે વિક્ટોરિયા ન્યાઝાનુ ક્ષેત્રફળ નક્કી કર્યું, ટાગાનિકાની લબાઈ અને ક્ષેત્રફળ નક્કી કર્યા, ડવેરુ નામના નવા સરોવરની શોધ કરી આ પ્રવાસનુ વર્ણન એણે Through the Dark Continent નામના પુસ્તકમા કર્યું છે, ૧૮૭૮ એના આ પ્રવાસને પરિણામે નાઈલના મૂળની આસપાસનો પ્રદેશ અગ્રેજોના રક્ષણ હેઠળ આવ્યો

કૉંગો આફ્રિકાના મધ્યપ્રદેશને ચીરીને જતો જળમાર્ગ છે એ એની શોધ ખૂબ મહત્ત્વની હતી અને તેનુ મહત્ત્વ બેલ્જિયમના રાજા લિયોપોલ્ડ બીજાને બરાબર સમજાયુ હતુ તેણે આફ્રિકાથી પાછા સ્વદેશ ફરતા સ્ટેનલીને રસ્તામા જ મળવા પોતાના માણસોને માર્સેલ્સ મોકલ્યા અને તેને પાછા

કોંગો જવાની સૂચના કરી, પણ આરામ માટે ઝંખતા સ્ટેનલીએ તે વખતે તો એ ન સ્વીકારી ૧૮૭૭માં લિયોપોલ્ડે ફરી પોતાની સૂચના તાજી કરી સ્ટેનલીએ દરમ્યાન અંગ્રેજ વેપારીઓનો કોંગો વિષે રસ જાગ્રત કરવા પ્રયત્ન કરી જોયો હતો પણ નિષ્ફળતા મળી હતી એટલે તેણે બ્રુસેલ્સ જઈ લિયોપોલ્ડની સૂચના અને યોજનાનો સ્વીકાર કર્યો એ ફરી કોંગો ગયો પાંચ વર્ષની જહેમતને પરિણામે એણે કોંગોનું સ્વતંત્ર રાજ્ય લિયોપોલ્ડના આધિપત્ય હેઠળ સ્થાપ્યું આનું વર્ણન એણે The Congo and the Founding of its Free State એ ગ્રંથમાં કર્યું છે ૧૮૮૫

૧૮૮૪મા એ પાછો યુરોપ આવ્યો એના ભાષણોને પરિણામે જર્મનીને આફ્રિકામાં રસ જાગ્યો યુરોપના રાજ્યો આફ્રિકા ઉપર કબજો જમાવવા હરીફાઈ કરવા લાગ્યાં સ્ટેનલીએ ઇંગ્લંડમાં કાયમી વસવાટ કર્યો પણ બેલ્જિયમના રાજા પ્રત્યેની વફાદારી પણ તેને ખેંચતી હતી એ બંનેનું હિત સાધવાના હેતુથી તે ફરી આફ્રિકા ગયો ભૂમધ્યરેખા આગળના પ્રદેશોમાં ફરતાં એની સાથના માણસોમાંથી ત્રણ જેટલા માણસો મરી ગયા એના કેટલાક સાથીઓને ત્યાંના લોકોએ મારી નાખ્યા પણ એણે હિંમત હાર્યા વગર કામ જારી રાખ્યું અને અંગ્રેજો માટે ત્યાંના અમીન પાસે કેટલીક સારી રાહતો મેળવી આ ભયંકર પ્રવાસનું વર્ણન In Darkest Africa નામના ગ્રંથમાં એણે કર્યું છે ૧૮૯૦

આ પ્રવાસેથી પાછા ઇંગ્લંડ આવ્યા પછી એના ઉપર વિવિધ સન્માનો વર્ષાવવામાં આવ્યાં ઑક્સફર્ડ અને કેમ્બ્રિજના વિશ્વવિદ્યાલયોએ એને માનાર્હ પદવીઓ આપી એ એક કલાકાર બાઈને પરણ્યો તેના આગ્રહથી પાર્લમેન્ટમાં ચૂંટાયો પણ એ કામ એને ફાવ્યું નહી એણે પોતાના જુવાનીના પ્રવાસોનું વર્ણન My Early Travels and Adventures નામે ગ્રંથમાં કર્યું ૧૮૯૭માં એ છેલ્લી વાર આફ્રિકા ગયો એનું વર્ણન Through South Africa નામે ગ્રંથમાં કર્યું, ૧૮૯૮ ૧૮૯૯માં ઇંગ્લંડના રાજાએ એને નાઈટનો ઇલકાબ આપ્યો જીવનના છેલ્લાં વર્ષો નિવૃત્તિમાં ગાળી ૧૯૦૪માં એ અવસાન પામ્યો

**રાજા લિયોપોલ્ડ** ઉપરની નોંધ જુઓ

**પૃ ૨૪૯ મિસર સંસ્કૃતિ** મિસરમાં (૧) પુરોહિતો (૨) રાજ્યકર્તા વર્ગ, (૩) ખેડૂતો અને (૪) કારીગરો, મજૂરો કે ગુલામો એવી ચાર વર્ગોવાળી સમાજવ્યવસ્થા હતી

**પ્લેટોની 'સમાજ રચના'** પ્લેટોએ રિપબ્લિક નામના ગ્રંથમાં જે આદર્શ નગરરાજ્યનું ચિત્ર રજૂ કર્યું છે તેમાં તેણે લોકોના ચાર વર્ગો પાડ્યા છે (૧) રાજ્યકર્તા તત્ત્વજ્ઞો (૨) લડવૈયાઓ (૩) ખેડૂતો કારીગરો

અને વેપારીઓ અને (૪) ગુલામો એ ગ્રંથનો અનુવાદ 'પ્લેટોનુ આદર્શ નગર' નામે ગુજરાતીમા થયેલો છે

**અગ્રેજોએ . વિલાસભૂમિ બનાવી** સરખાવો 'જગનો શોધ', આ જ પુસ્તક પૃ ૪૯

**પૃ ૨૫૦ અશ્વત્થામા** • અશ્વ + સ્થામન્ સ્થામન્ = બળ અહી સ્થામન્માના સ નો લોપ થાય છે

## ૫૯ અર્ણવનુ આમંત્રણ

**પૃ ૨૫૦ અમર્ષ** અપમાન કે તિરસ્કારથી જન્મતો સ્થિર ક્રોધ જુઓ પૃ ૧૪૦ ઉપરનુ ટિપ્પણ

**ધાત્વર્થ** ધાતુ પ્રમાણે થતો અર્થ

અર્ણવ શબ્દમા ધાતુ 'ऋ' છે તેનો અર્થ ખળભળવુ ક્ષીણ ક્ષીણ થવુ અજપો અનુભવવો એવો થાય છે એ ઉપરથી જે ખળભળે છે, ક્ષીણ ક્ષીણ થાય છે, અશાંત છે તે અર્ણ = પાણી અને જેમા એવુ પાણી છે તે અર્ણવ ऋणोत्यर्ण । अर्णांसि उदकानि यत्र सन्ति इति अर्णव ।

**અઘમર્ષણ સૂક્ત** જુઓ પૃ ૨૪૪ ઉપરનુ ટિપ્પણ

**વરુણ** વેદમા વરુણને પશ્ચિમ દિશાનો અને સાગરનો અધીશ્વર કહ્યા છે વૃ (વીંટી વળવુ) + उन (કર્તાર્થે) જે પૃથ્વીને વીંટી વળ્યો છે તે

**પૃ ૨૫૧ ભુજ્યુ** ઋગ્વેદમા એવા ઉલ્લેખ આવે છે કે ભુજ્યુના પુત્ર તુગ્ર ઉપર એના પિતાનો રોષ ઊતર્યો આથી તેણે એને બીજા ટાપુ ઉપરના દુશ્મનો સામે લડવાને મોકલી આપ્યા રસ્તામા તેનુ વહાણ કાણુ થઈ ગયુ અને તે મહા મુશ્કેલીમા આવી પડ્યા પણ એ વખતે અશ્વિનીકુમારોએ સો હલેસાવાળા વહાણમા આવીને તેને સહીસલામત કાંઠે પહોચાડ્યો

**ऋतम् અને सत्यम्** • જુઓ પૃ ૨૪૪નુ ટિપ્પણ

**જલોદર** પેટમા પાણી ભરાઈ જાય એવો રોગ અહી જલરૂપી ઉદર એવો અર્થ કરીને લેખકે શબ્દ વાપર્યો છે જુઓ આગળ પૃ ૨૫૫

**તમારામા** ० સરખાવો આ પુસ્તકનો લેખ 'સાર્વભૌમ ભરતી-ઓટ' પૃ ૨૦૭

**પૃ ૨૫૨ સિંદબાદ** અરેબિયન નાઇટ્સમા એની સાત સફરોની રસિક કથા આવે છે •

**સિંહપુત્ર વિજય** સિલોનની પ્રાચીનતમ પરપરા અનુસાર ઈ० સ પૂર્વે છઠ્ઠી સદીના મધ્ય ભાગમા સૌરાષ્ટ્રમાથી સિંહપુર (શિહોર)નો રાજકુમાર વિજય સાહસિક પ્રવાસ કરીને સિલોન પહોચ્યો હતો એ પૌરાણિક નહી પણ ઐતિહાસિક વ્યક્તિ છે એમ વિદ્વાનો માને છે જુઓ શ્રી સુનીતિકુમાર ચટ્ટોપાધ્યાયકૃત 'ભારતીય આર્યભાષા અને હિંદી', પૃ ૮૧

**ભૃગુકચ્છ** : આજનું ભરૂચ.

**સોપારા** : પ્રાચીન શૂર્પારક.

**દાભોળ** : પશ્ચિમ કિનારે આવેલું એક રળિયામણું અને મહત્ત્વનું બંદર.

**મંગલાપુરી** : આજનું માંગરોળ.

**તામ્રદ્વીપ** : સિલોન.

**જાવા અને બાલિદ્વીપ** : સિંગાપુરની દક્ષિણે આવેલા બે બેટો. ત્યાં મુસલમાની ધર્મ પળાય છે અને હિંદુ સંસ્કૃતિની અસર હજી ચોક્કસ છે.

**તામ્રલિપ્તિ** : આજનું તામલુક.

**દશે દિશ ફેલાવો કરો** : મહાવંશમાં એવો ઉલ્લેખ આવે છે કે — "બૌદ્ધ ધર્મનો પ્રચાર કરનાર મોગ્ગલીપુત્ત (તિસ્સ) સ્થવિરે સંગીતિનું કામ પૂરું કર્યા પછી ભવિષ્યત્ કાલનો વિચાર કરીને અને મધ્યદેશ બહાર બૌદ્ધ ધર્મની સ્થાપના થવાની છે એ ધ્યાનમાં લઈને, કાર્તિક માસમાં તે તે સ્થવિરોને તે તે ઠેકાણે મોકલ્યા. કાશ્મીર અને ગાંધાર દેશમાં (તેણે) મજ્ઝંતિક નામના સ્થવિરને મોકલ્યો. મહાદેવ સ્થવિરને મહિષ મંડળમાં મોકલ્યો વનવાસીમાં (તેણે) રક્ખિત નામના સ્થવિરને મોકલ્યો. મહારાષ્ટ્ર દેશમાં (તેણે) મહાધમ્મ રક્ખિત નામના સ્થવિરને મોકલ્યો અને યોન (યવન) લોકના દેશમાં મહારક્ખિત સ્થવિરને મોકલ્યા

મજ્ઝિમ સ્થવિરને તેણે હિમવત (હિમાલય) પ્રદેશમાં અને સુવર્ણ ભૂમિમાં (બ્રહ્મદેશ?) સોણ અને ઉત્તર, એ બે સ્થવિરોને મોકલ્યા (તેણે) મહા–મહિન્દ, ઇટ્ટિય, ઉત્તિય, સંબલ અને ભદ્દસાલ, એ પાંચ પોતાના સ્થવિર શિષ્યોને, 'તમે સુંદર લંકાદ્વીપમાં મનોરમ બુદ્ધ ધર્મની સ્થાપના કરો', એમ કહી (તે દ્વીપમાં) મોકલ્યા." ૧–૮.

**ધર્મવિજય** : કલિંગ વિજય પછી પોતાના મનમાં જાગેલા પશ્ચાત્તાપનું વર્ણન કરતો જે શિલાલેખ અશોકે કોતરાવેલો છે તેમાં એણે કહેલું છે કે "મહારાજના મતે ધર્મ દ્વારા મેળવેલો વિજય એ જ શ્રેષ્ઠ વિજય છે"

**પૃ ૨૫૪ ગેંડાની પેઠે અકુતોભય** : મૂળ બૌદ્ધ ગ્રંથોમાં ગેંડાની નહીં પણ ગેંડાના એકલ શિંગડાની ઉપમા છે બધા પ્રાણીને બે શિંગડાં હોય છે પણ ગેંડાને નાક પર એક જ હોય છે, તેને અનુલક્ષીને આ ઉપમા યોજાયેલી છે ધમ્મપદમાં આવા સંદર્ભમાં એકલ હાથીની ઉપમા આવે છે

नो चे लभेथ निपकं सहायं सद्धिचरं साधु विहारिधीरं ।
राजा व रट्ठं विजितं पहाय क्षेको चरे मातगरञ्ञे व नागो ॥

[જો નિપુણ સાથે ચાલનાર, સાધુ વિહારવાળા ધીર પુરુષને મિત્ર તરીકે ન મેળવે તો હારેલું રાજ્ય છોડીને રાજા જાય તેમ, માતંગ અરણ્યમાં હાથી ફરે તેમ, એકલા ફરવું ]

एकस्स चरितं सेय्यो नत्थि बाले सहायता ।
अको चरे न च पापानि कयिरा अप्पोस्सुक्को मातङ्गरञ्ञे व नागो ।।

[એકલી ચર્યા શ્રેય છે, બાળક (અજ્ઞાની) પાસેથી સહાયતા મળતી નથી, માતંગ અરણ્યમા હાથીની પેઠે અલ્પોત્સુક થઈને એકલી ચર્યા કરવી પાપ ન કરવુ ]

**સોપારા, કાન્હેરી, ધારાપુરી** આ બધા મુંબઈની આસપાસ આવેલા સ્થાનોમા બૌદ્ધ ગુફાઓ અને શિલાલેખો મળી આવે છે

**ખંડગિરિ, ઉદયગિરિ** ઓરિસ્સામા આવેલા બે પહાડો એમા બૌદ્ધ ગુફાઓ છે સમ્રાટ ખારવેલનો પ્રખ્યાત શિલાલેખ પણ અહી જ છે

**મહિન્દ, સંઘમિત્તા** અશોકે પોતાના પુત્ર પુત્રી મહિન્દ અને સંઘમિત્તાને બૌદ્ધ ધર્મના પ્રચાર અર્થે સિલોન મોકલ્યા હતા તેનો અહી ઉલ્લેખ છે

**પૃ ૨૫૫ વાઇકિંગ :** ઉત્તરસમુદ્રમા ૮ માથી ૧૦ મા સૈકા દરમ્યાન ચાંચિયાગીરી કરનારા લોકો એ નામે ઓળખાતા હતા

**ઉત્તરધ્રુવ તરફ** . અંગ્રેજ, ફ્રેન્ચ અને ડચ ખલાસીઓએ ઉત્તર ધ્રુવ તરફ થઈને આવવાના પ્રયત્ન કરેલા પણ નિષ્ફળ ગયેલા

**અમેરિકા તરફ** . કોલંબસ વગેરે.

**આફ્રિકાની આવળી પ્રદક્ષિણા કરી :** વાસ્કો ડી ગામા વગેરેએ

**લક્ષ્મીનો પિતા** · પુરાણોમા સમુદ્રને લક્ષ્મીનો પિતા કહેલો છે કારણ લક્ષ્મી સમુદ્રમાથી નીકળી હતી અહી એનો લાભ લઈને દરિયો ખેડતા પ્રાપ્ત થતી લક્ષ્મીનો અર્થ સૂચવ્યો છે.

**પૃ ૨૫૬ સિંગાપુર** · મલાયા દ્વીપકલ્પને દક્ષિણ છેડે આવેલો ટાપુ એ અને એની બાજુના કેટલાક ટાપુઓ મળીને 'ક્રાઉન કોલોની ઓવ સિંગાપોર ને નામે ઓળખાય છે એનુ મુખ્ય શહેર સિંગાપોર અગ્નિ એશિયાનુ મુખ્ય બંદર અને બ્રિટિશોના નૌકાદળનુ મહત્ત્વનું કેન્દ્ર છે વિમાની વ્યવહારનુ પણ એ કેન્દ્ર છે એનો મુખ્ય વેપાર રબર, કલાઈ, કોફી અને ફળોનો છે ૧૯૪૨-૪૫ના ગાળામા એ જાપાનના કબજામા ગયુ હતુ એની વસ્તી ૧૯૫૧મા લગભગ સાડા દસ લાખની હતી

**આલ્બની** · પશ્ચિમ ઑસ્ટ્રેલિયાનુ બંદર એનો મુખ્ય વેપાર ખેતીની અને એની જ બીજી પેદાશોનો છે એની વસ્તી ૧૯૪૭મા આશરે પંદર હજારની હતી

सर्वे सन्तु निरामयाः । આખો શ્લોક આ પ્રમાણે છે·

सर्वेऽत्र सुखिनः सन्तु सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चिद् दुःखम् आप्नुयात् ।।

[અહી સૌ સુખી રહો સૌ નિરામય = નીરોગી રહો સૌ ભદ્ર જુઓ, કોઈ દુઃખ ન પામો ]